'નહિ તો હું આપું થોડુંક!' બોલતાં હલિમા એની પાસે ઊભી રહી. બહારથી ધસી આવતા પવનને એક સપાટે હલિમાની ઓઢણી ઊડી જઈ એનો એક છેડો બેચરના મોં પરથી ફરી ગયો.

'હવે જા—જા!' બેચર ખોટું હસતાં બોલ્યો. 'ખાવાનું આપવાવાળી!'

હલિમા દોડતી ખૂણામાં નાઠી અને જતાં જતાં માથું પાછળ ફેરવી ઝીણું મીઠું હસતી ગઈ. જો અંધારું ન હોત તો બેચર જેવું હસ્યો એવા પોતાના હાસ્યથી પોતે જ ખિસિયાણો પડત! તો ય એને ક્ષોભ તો થયો. અને ક્ષોભમાં ને ક્ષોભમાં માથાની પાઘડી હેઠી પાડી, એનું ઓશીકું કરી, એ લાંબો થઈ પડ્યો.

પડતાં એણે ઊંઘવાનો પ્રયત્ન નહિ કર્યો. ધર્મશાળાની બધી બત્તીઓ ઓલવાઈ. અંધારું જામી પડ્યું. તો ય બેચર ડાલી આંખે અંધારાંને જોતો રહ્યો. એને બહુ નિરાંત મળી હતી. શરૂમાં એના વિચારોએ એને બહુ સતાવ્યો નહિ. પણ એ વિચારો એને આખરે ઉશ્કેરાટની હદ સુધી લઈ ગયા. ત્યારે રાત બહુ આગળ વધી ગઈ હતી. બેચરની બેચેની ય એમ વધી પડી. એણે બેત્રણ બીડીઓ સળગાવી નાખી. એની વિશાળ છાતીમાં ગરમી ફરી વળી અને માથું ભારે થઈ ગયું.

બેચર બહાર નીકળ્યો.

એક તો એ આષાઢ મહિનો, આષાઢનો ભાર ઝીલીને ગર્ભવતી બનેલી મસ્ત ધરતી, અને હવાએ ફૂંકાતાં કાળાં ધોળાં વાદળોની પાછળ લપાતો છુપાતો પુનેમનો ચંદ્ર! એ પવન, એ અંધારાં અજવાળાં—એની નીચે એ ગર્ભકાળ ભોગવતી ધરતી વારે ઘડીએ મિજાજ બદલે જતી હતી! ઠૂંઠમાં ફક્ત પડી રહેવું ગમે એવી વાતાવરણમાં ઠંડી સુસ્તી ભરી હતી!

બેચર પગથિયાંની પાળને પકડી જરા ઊભો રહ્યો. એની નજર ડાલી ડાલી બધે ફરી વળી. પવનની ઠંડી લહરીઓએ એની આંખો બંધ કરી દીધી.

એ માથું સુસ્તીથી ઝૂકી પડ્યું અને આંખો જરા ખૂલી ગઈ ત્યારે બેચરે જોયું કે બાજુની ફરસબંધી પર કોઈક નિરાંતે સૂતું હતું!

અને એને જાણ થઈ કે એ હુલિમા હતી ત્યારે એક ક્ષણ તો એને ગભરાટ જેવું કંઈક થયું અને એણે માથું ફેરવી લીધું. પણ એ લાગણી ક્ષણજીવી હતી! એણે બીજી વખત નિશ્ચય અને સચોટતાથી એની તરફ જોયું.

પથ્થરને ઓશીકે એ સૂતી હતી. પવને એની ઓઢણી છાતી અને પેટ પરથી ખસેડી નાખી હતી. અને–બાપ રે! એની ચોળીનું ક્યાં ઠેકાણું હતું! જરીના દોરાથી લટકતું, સોનાના એક જ મણકાવાળું, મોટું, ચોરસ, રૂપાનું માદળિયું ઊંચી અને હાંફતી, ખુલ્લી છાતી પર હિલોળી રહ્યું હતું!

આ વખતે બેચર એને જોઈ જ રહ્યો. જોતાં એની નજર ધરાઈ જ નહિ. ધીમે ધીમે એના વિચારો ઊડી ગયા. એને કશાનું ભાન ન રહ્યું.

હુલિમા હજી હાલી નહોતી. એક લાંબા પડેલા પગ પર બીજો ઊભો રાખેલો પગ નમી પડ્યો હતો. જમણા હાથની આંગળીઓ હોઠને અડું અડું કરતી ગાલ પર રહી ગઈ હતી. અને ડાબો હાથ સાપ જેવો વળાંક લઈ એની બાજુમાં પડ્યો હતો.

બેચર પોતાની આંખોમાં ગુમાઈ ગયો. થોડી વાર તો એણે દુનિયામાં પોતા સિવાય બીજા કોઈને નહિ જોયા. અને પળો ઊડવા લાગી. એની આંખો મીંચાઈ ગઈ. એનું ભાન પાછું ફર્યું.

અને ફરી એ આંખો પાછી ઊઘડી ત્યારે એનો રંગ અને ચહેરાની કરચલીઓ બદલાઈ ગયાં હતાં! સાડાપાંચ વરસની ભૂખ સળવળી ઊઠી!

એ રૂપ–એ જુવાની અને આષાઢી રાતની આ અમૂલ્ય પળ!

અને એ તે કેવી કુમળી જુવાની! બેચરના હોઠ પર એક ગંદું હાસ્ય આવી બેઠું અને એની આંખો બેઅદબ બની ઝીણી થઈ ગઈ. એની છાતીની ગરમી વધવા માંડી. એના સ્નાયુઓ તંગ થઈ ગયા.

બેચર બિલાડીની અદાથી કૂદકો મારી પગથિયાંની પાળ કૂદાવી ગયો. એણે પાછળ માથું ફેરવીને ધર્મશાળામાં નજર નાખી. પછી હુલિમા પર આંખ ઠરતાં પહેલાં, અજાણતાં, સામેનાં દૂર આકાશ અને ધરતીનાં વૈવિધ્ય એની નજરમાં સમાઈ ગયાં.

વાતાવરણ ભાવનાની અતિશયતાની સુસ્તીથી ભર્યું હતું. અને એ નજર પાછી હલિમા પર ફરી ગઈ ત્યારે એના આખા શરીરે ઝણઝણાટી ફરી વળી. એની નજરનો એ ગુલામ બની ગયો.

પથ્થરના ઉશીકા પરથી હલિમાનું બદન પાણીના રેલા જેવું વહેતું પડ્યું હતું—એ બિડાયલી કુમળી આંખો—એ રંગીલા હોઠ અને એ... બેચરની રાક્ષસી કાયા તંગ બની ને એની વટ તોળાઈ રહી.

બેચરના સ્વભાવમાં મૂળથી જ ચોરની કાર્યદક્ષતા અને ધાડપાડુની દઢતા હતાં. એ ક્યારે ય અચકાઈને પાછો નહિ ફરતો.

પળો પાછી ઊડવા લાગી અને બેચર એમ જ ઊભો રહ્યો.

પાસેની આંબલી ધીમું ધીમું બોલી રહી હતી. વાદળાં પાછળથી ચંદ્ર હજી બહાર નીકળ્યો નહોતો—બધું બરાબર હતું. વાતાવરણ પોતાની મસ્તીમાં ગુલતાન હતું.

પણ બેચરને કશુંક થઇ ગયું હતું! એની ઇચ્છા આ બાજુ ય નહિ અને તે બાજુ ય નહિ, એમની એમ, મૃતપ્રાય થીજી ગઈ હતી.

કોઈ એકએ જણ જોઈ જાય એની એને ક્યાં પરવાહ હતી? ઇષ્ટ-અનિષ્ટ વચ્ચે એણે ભેદ નહોતો પારખ્યો—કે પારખ્યો હતો?

બેચરને હવે વિચાર આવ્યો કે એને ત્યારે કોણ અથવા શું રોકી રહ્યું હતું?—પણ એને ધકેલતું ય કોઈ નહોતું! આ શું? આ કેવી વિચિત્ર મનોદશા? એને કશુંક થયું તો નહોતું? બેચરે ફરી અને ફરી હલિમા પર નજર ફેરવી. એ નાદાનને કશું ભાન નહોતું—એ એમ જ પડી હતી. અને એ એક ઉંકાર સુદ્ધાં બહાર નહિ કાઢી શકે. બેચરને ફરી હસવું આવ્યું અને ફરી એ ઇચ્છાએ જોર પકડવાનું કર્યું!

ચંદ્ર હવે વાદળમાંથી બહાર પડ્યો, અને આંબલીએ એની ઘટાની કેશવાળી હલાવી હુંકાર કર્યો.

બેચર પરાણે એના હોઠ પર ગંદું હાસ્ય લાવ્યો. પણ અરધો નીચો નમી એ અટકી ગયો. બાપ રે! એ હાંફતી છાતીઃ એની ઉપર કોઈ હાલતી ડાળીએ પારેવડું ઝૂલે એમ ઝોલાં ખાતું પેલું માદળિયું! કેટલું

સુંદર, કોમળ અને નિર્મળ! એ આંખો નીચો નમશે અને એ સૌંદર્ય હમણાં ભૂંસાઈ જશે!

એ અરધા નીચા નમેલા ચોરની આંખ ફરી ડાહી થઈ ગઈ— અને ફરી પાછી ભરાઈ ગઈ. એને કશાકની બીક લાગી. એ સીધો થઈ ગયો! એના સ્નાયુઓ શિથિલ પડ્યા અને મોઢાંની કરચલીઓ ખુલી ગઈ. એણે મોઢું ફેરવીને ઊંચે લીધું—બહુ ઊંચે! આંબલીની ઘટા પરથી ઊડી જઈને એની નજર દૂર, પેલાં ઘેરાતાં અને વિખરાતાં વાદળોથી ય દૂર, ચંદ્ર, તારા અને નક્ષત્રોની તેજટપકીઓને અડતી અડતી, વિસ્તાર પામતી ક્યાંની ક્યાં ગુમાઈ ગઈ! અને એ નજરની આડે બધે પેલાં અબલખ પારેવડાં જેવું હિલોળા ખાતું માદળિયું ફરી વળતું! બેચરના મનમાં એ ત્રિલોકના સૌંદર્યની પરાકાષ્ટાનો આનંદ ફરી વળ્યો.

જાણે કશુંક બનવા પામ્યું હતું—ક્યારનું ય બની ગયું હતું એનું એને ભાન થયું. એણે એક નિઃશ્વાસ છોડ્યો.

એણે ચાલ્યા જવાનું કર્યું અને પાછા ફરતાં એને એક વિચાર આવ્યો. એણે ધીમે રહીને, કશા ક્ષોભ વગર, હલિમાની ઓઢણીનો છેડો ઊંચકી એની છાતી પર ઢાંકી દીધો. એ દૃશ્ય જોવાની હવે એને કશી જરૂર નહોતી એના મનની આંખ હજી હિલોળતી હતી!

હલિમા એની ઓઢણીના સ્પર્શ માત્રથી જાગી ગઈ અને ચમકીને બેઠી થઈ ગઈ—'ઓ! —હાય!'

બેચર હસતે મોઢે એની સામે જોઈ રહ્યો.

'જોને—કેમ સૂતી હતી? મને થયું કે લાવ એને ઓઢણી—ઓઢણી...' બેચરથી વધારે બોલાય તેમ નહોતું!

હલિમાએ પોતાના હાલ જોયા. અને બેબાકળી ઝડપથી ઊભી થઈ જઈ ઓઢણીમાં લપાઈ ગઈ.

'તમે શું કરો છો અહિં?'

'મને ઊંઘ નહિ આવી એટલે બહાર નીકળ્યો અને તને આમ, આમ આવી રીતે...' કહેતાં બેચર પાછો મૂંઝાયો.

'હવે જાઓને !' કહેતાં હુલિમા પગથિયાંની પાળને અઢેલીને ઊભી–થોડુંક હસી પણ ખરી !

'તમારે ખાવું ય નથી અને ઊંઘવું ય નથી, કેમ કાકા ?

'જો છોડી–તું મને 'કાકા કાકા' કે' મા !'

'લ્યો !' હુલિમાએ લટકો કરી જમણા હાથની હથેળીને પહોળી કરી 'એમાં શું ગાળ ભાંડી તમને ? કાકા નહિ તો શું દીકરા કહું ?' એનું રણકતું હાસ્ય કુદરતના બીજા અવાજો સાથે ભળી ગયું.

'બેચર કહેજે !'

'નહિ. બેચરકાકા !' અને મધરાત પછીની નીરવ શાન્તિમાં એ બે જણનાં કોમળ, કર્કશ હાસ્યનું મિશ્રણ ઘૂમી રહ્યું !

'જાઓને, સૂઈ જાઓ હવે.'

'અને તું ?'

'હું મારે અહીં જ સૂઈશ.'

'તું પૂરી નાદાન છે, છોડી ! તને બીક નથી લાગતી ?'

'બીક કોની ?–અને કંઈ થાય તો તમે ક્યાં દૂર છો ?'

બેચર અંદર ચાલ્યો ગયો. અને પોતાની પાઘડીના ઓશીકે એણે જોરથી પડતું મેલ્યું. એ જ અંધારાં, એ જ ઉઘાડી હાલી આંખ અને એ જ ગણતરી ! પણ આ વખતે એ વિચારોમાં ડંખ નહોતો. અને ગણતરી સંતોષભરી રીતે પૂરી થઈ–બેચર ઊંઘી ગયો.

બીજી સવારે હજી આકાશ ખુલ્યું નહોતું. અને આથમણો વંટોળિયો પવન વાવો શરૂ થયો હતો.

ધર્મશાળાના આંગણામાં અને આંબલી નીચે ગાડાંઓમાં બળદ જોડાઈ રહ્યા હતા–નદીએ માર્ગ આપ્યો હતો. પીપળાના ઓટલા પાસે લોકોની મેદની ભેગી થઈ હતી.

બેચર મોડો જાગ્યો. અને ઊઠીને બેઠા થતાં વેંત એને હુલિમાનો વિચાર આવ્યો. એણે ઝડપથી પાઘડી બાંધી અને બહાર પડ્યો.

મુસાફરોનાં ગાડાં એણે દૂર જતાં જોયાં. પણ હલિમા ક્યાંય દેખાઈ નહિ.

વાવની કૂંડીએ એણે હાથ મોં ધોયાં ત્યારે દૂર ધોરીઆને લાંબે છેડે લુગડાં ધોતી હલિમા પર એની નજર પડી બેચર સફાળો ત્યાં પહોંચી ગયો અને હસતાં હસતાં પૂછ્યું:

'છો તો અક્કલની માઠી ! અહીં આવી, તે વાવની કૂંડીએ કપડાં ધોતાં શું થતું હતું ?

ત્યારે હલિમાએ ચમકી જઈ ઝડપથી પોતાનાં લુગડાં પોતાની પીઠ પાછળ સંતાડી દીધાં અને નીચું જોઈ ગઈ!

બેચરની ચકોર આંખોએ કશુંક જોઈ લીધું. અને એણે એ પણ જોયું કે હલિમાની આંખો રડી રડીને લાલ થઈ જઈ સૂજી ગઈ હતી. એના ગાલ પર અને હાથો પર ઉઝરડા પડ્યા હતા અને એની કાયા કંપી રહી હતી !

હલિમા કંઈ કહે તે પહેલાં એણે છલાંગ મારી એનાં કપડાં ઝૂંટવી લીધાં અને જોયું તો એમાં લોહીના ડાઘ હતા. જે હલિમા ધોઈ રહી હતી. ચોળી છાતી આગળથી ફાટી ગઈ હતી અને ચીંથરાં લટકી રહ્યાં હતાં.

'કોણ હતો એ હેવાન ?' બેચરે બૂમ મારતાં પૂછ્યું, 'કહે તો ખરી–એનાં હાડકાંના ભૂકેભૂકા કરું.'

જવાબમાં હલિમા રડી પડી–ધ્રૂસકે ધ્રૂસકે રડી. વાળેલા ઘૂંટણ પર હાથ અને હાથ વચ્ચે માથું નાખી, એ શરમ મૂકી, એફામ રડી પડી.

બેચરની આંખે ઝનૂન ભરાયું.

'જીભ તો નથી કાપી નાખી ને તારી ? કહે, કોણ હતો એ સૂવરનો બચ્ચો !'

હલિમાએ શરમથી મરી જતાં ઊંચે જોયું અને કહ્યું :

'જરા હળવે તો બોલો–લાજ લૂંટાવાની હતી તે લૂંટાઈ ગઈ. હવે શા માટે ઢોલ પર દાંડિયા મારો છો ?'

બેચર અસ્વસ્થ બની સામેના એક પથ્થર પર બેઠો અને બીડી પેટાવી. હલિમાએ નીચું જોતાં કહ્યું :

'મને ખબર નથી પણ વહેલી પરોઢે એ બની ગયું. હું જાગી અને બૂમ પાડું તે પહેલાં કોઈને મારે મોઢે હાથ દાબી દીધો અને બંને હાથ પકડી મને, મને......' કહેતાં એ પાછી રડી પડી. 'એ બે જણ હતા અને હું–મેં બહુ જોર કર્યું. મારો જીવ છો જતો રહે પણ હું એમ ન બનવા દઉં. પણ–પણ એ આખરે બની ગયું! મેં એને ઓળખ્યો નહિ–એનું મોઢું ય મને યાદ નથી. પણ એણે રેશમનું ખમીશ પહેર્યું હતું, આંગળીએ વીંટી હતી અને એની ટચલી આંગળી કપાયેલી હતી! મૂઓ રાક્ષસ!–ઓ મા રે!!...'

બેચર મનમાં ને મનમાં મૂંઝાયો. એ હાથની મુઠ્ઠીઓ વાળીને બેઠો હતો. રાજાણા ઘોડા જેવી એની છાતી બહાર નીકળી આવી. 'તેં એને ફક્ત ઓળખ્યો હોત!' એણે કહ્યું 'તો હું એનાં આંતરડાં ખેંચી કાઢત!'

'હવે શું ફાયદો?' કહેતાં હલિમા ઊઠીને ઊભી થઈ. બેચર ઊઠ્યો. જરા વાર એ બેમાંનું કોઈ બોલ્યું નહિ.

'લે–ચાલ હવે' બેચરે કહ્યું. 'સામે પાર મારું ઘર છે, ત્યાં શિરામણ કરીને આગળ જજે!'

હલિમા એની પાછળ પાછળ ચાલી, પણ એની ચાલમાંથી પેલી પતંગિયાંની નઝાકત જતી રહી હતી.

બધાં નદી પાર કરી ગયાં હતાં. ફક્ત એક જ ભંગીનું ગાડું ભાડાની રાહ જોતું પડ્યું હતું.

બેચરે ભાડું નક્કી કર્યું. એ બન્ને ગાડા ઉપર ઊભાં રહ્યાં. બળદો પાણીમાં પડ્યા.

નદીનાં પાણી ત્યાં છીછરાં હતાં પણ વિસ્તાર લાંબો હતો. સામે દૂર કણબીની વાડીનાં જામફળ, જાંબુ અને આંબાનાં ઝાડ પવનના ઝપાટા સાથે લડી રહ્યાં હતાં. બેબાકળાં વાદળાંઓની અથડામણ વચ્ચે આકાશ ઘેરું ગૂંગળાયા કરતું હતું.

બેચરની જીભ એને તાળવે ચોંટી ગઈ હતી. હલિમા એના ખભાએ હાથ ટેકવી સ્વસ્થ ઊભી હતી.

'હું ને કાકા,' એ હળવું બોલી 'છું જ એવી અભાગણી!

'હું જન્મી અને મા મરી ગઈ. અને તેર વરસની થઈ ત્યાં સુધીમાં તો અમારાં ખોરડાં ગીરવા મુકાઈ ગયાં, ભાઈ મરી ગયો, તેર ગધેડાંમાંથી એક જ બાકી રહ્યો અને હવે બાપ મરવા પડ્યો છે!' એણે એક હળવો નિઃશ્વાસ છોડ્યો. 'અને દાઝ્યા ઉપર ડામ જેવું—મારા પતિએ મને કાઢી મૂકી!'

બેચરને આંચકો લાગ્યો હોય એમ એણે પાછળ ફરીને હલિમાની આંખોમાં જોયું.—એ આંખોમાં કેટલું બધું ઊંડું પેસી ગયેલું અને હરીઠામ બેઠેલું દુઃખ ભર્યું હતું તો ય એ મૂર્ખથી બોલી જવાયુંઃ

'હેં! કાઢી મૂકી? પણ છો તો આવી ફૂટડી!'

'હા—અને ચાલાક પણ છું! એ જ તો મારી કમનસીબી છે! હું સ્વભાવે જ હસમુખી રહી, અને માણસનું મન છે તો કો'ક દહાડો વધારે ઊભરાઈ જાય, ત્યારે હસું હસું ય થઈ જવાય! મારે સાસરીએ અને પીયરિયે બધે ય ગરીબી અને કમનસીબી છે. મનને એમ થાય કે મારી જાતને મારે કાબૂમાં રાખવી જોઈએ. નહિ તો ગમે તેમ ધારી લેશે, અને લોકોની જીભે કંઈ તાળાં દેવાય છે? પણ—પણ—' કહેતાં હલિમાની આંખે આંસુ ઊભરાયાં 'પણ હું મારી જાતની ય વેરણ નીવડી. અને સાસરિયું છોડવું પડ્યું! લોકોએ કંઈની કંઈ વાતો જોડી કાઢી. મને બીક હતી અને બન્યું પણ એમ જ! મારા સ્વભાવે મને દગો દીધો. મારો ધણી છંછેડાઈ પડ્યો. ત્યારે હું હસી રહી! એણે મને લાત મારીને બહાર કાઢી—હું—હું છું જ અભાગણી!'

બેચરનું મને ય દુભાઈ ગયું. ત્યાં તો એ સામે કાંઠે પહોંચ્યાં. બેચર કૂદકો મારીને નીચો ઊતર્યો અને પાછળ હલિમા ય કૂદી પડી.

'ધ્યાન રાખજે હો! ઓલી પારથી જજે. ત્યાંની માટીમાં ધરણુ છે!'

ભેખડ ચડી જતાં એ ગામ નજરને ભેટી પડ્યું.

'એ જો, પેલું ફળિયું અને એ પેલી ઊંચી આંબલીવાળું મારું ઘર!' બેચરથી પરાણે હસી જવાયું. 'સાડાપાંચ વરસે ઘેર પાછો ફરું છું હો!'

'એમ?—પરદેશ ખેડવા ગયા હતા?'

'નહિ—' બેચરે કહ્યું 'જેલમાં ગયો હતો! હેં હા—હા—હા...!' એ ટીખળમાં, જોરથી, ખરબચડું હસી પડ્યો પણ બીજી પળે એના સ્વભાવની મશ્કરી મરી ગઈ. એ ધીમો પડી જઈ હલિમાની લગોલગ ચાલવા લાગ્યો. એના ચહેરા પર પાછી કરચલીઓ ચઢી ગઈ.

'હું ચોર છું—સમજી! મારી બીક તો નથી લાગતી ને?'

'બીક કોની—તમારી બેચરકાકા?'

હલિમાએ આંખો ભરીને બેચર પર ઢાલવી. 'મારે મન તમે ચોર નથી!' અને એ થોડુંક દયામણું અને ફિક્કું હસી પણ ખરી. આખી સવારમાં એ પહેલું જ હસી હતી. બેચરનું મન આનંદથી ભરાઈ ગયું. એ જોરથી હસી પડ્યો.

'ચોર તો છું—અવલ નંબરનો—સમજી?'

ત્યાં તો એનું ઘર આવ્યું. ડેલીના દરવાજા ખુલ્લા હતા. બેચરે જોયું તો આંગણામાં એક ઘોડો બાંધ્યો હતો.

'લે— આ શું?' એણે કહ્યું 'મારા આંગણામાં આ ઘોડો?—મારી ગેરહાજરીમાં અહિં બાદશાહી આવી બેઠી લાગે છે!'

એનો અવાજ સાંભળીને ઘરવાળી ઓસરીને દરવાજે દોડી આવી! 'તમે જ?' એણે કહ્યું 'મને થયું કે એ તમારો જ અવાજ હતો!' બેચર છલાંગ મારીને ઓટલો ચઢી ગયો. અને ઘરવાળીની છેક નજીક એની સામે આવીને ઊભો.

'હં દેખાય છે તો મજાહમાં! અહિં શું અમનચમન ચાલે છે? આ ઘોડો કોનો છે?'

હલિમા ચુપચાપ બેચરની પાછળ આવીને ઊભી રહી.

ઘરવાળી હસી પડી.

કનૈયાનો ઘોડો છે—એ ય હમણાં જ નદી પાર કરીને આવ્યો. તમને ઓલી પાર ધર્મશાળામાં ભેટ્યો નહિ?'

'પણ છે ક્યાં એ ગધેડો?' બેચર અધીરો બન્યો.

'એ જમે રસોડામાં!'

ત્યાં તો કનૈયો રસોડાંમાંથી હસતો હસતો બહાર નીકળ્યો. 'આ રહ્યો ને!'

બહાર નીકળતાં જ એની નજર બેચર પાછળ ઊભી રહેલી હુલિમા પર ચોંટી ગઈ, એનું હાસ્ય એમનું એમ થીજી ગયું અને આંખો ફાટી ગઈ!

હુલિમા એક ઓચિંતી ચીસ પાડી બેચરની બાજુમાં લપાતી એના હાથને બાઝી પડી. એના હાથમાંથી લુગડાંની પોટલી પડી ગઈ. અને ભીનાં કપડાં વેરાઈ જઈ, અધૂરા ધોવાયલા લોહીના ડાઘ ખુલ્લા પડી ગયા! બેચરની નજર એ કપડાં પર પડી. ચોરની ચપળતાથી એણે માથું ફેરવ્યું અને જોયું તો કનૈયાની નજરે ય ત્યાં ચોંટી ગઈ હતી! એણે એ પણ જોયું કે કનૈયાએ રેશમનું ખમીસ પહેર્યું હતું, એક વીંટી હતી અને એની ટચલી આંગળી કપાયેલી હતી.

બેચરના દાંત જોરથી બીડાઈ ગયા 'સા...લંપટ, પાજી, શયતાન!!' એને કોઈ અટકાવે, ઘરવાળી વચમાં પડે, તે પહેલાં એણે હાથ ઊંચક્યો. અને એ હાથ હેઠા ઊતર્યો ત્યારે એક ભયંકર અવાજ થયો. બીજા અવાજે કનૈયો હેઠો પડ્યો અને એના મોઢામાંથી લોહી વહેવા લાગ્યું!

'અરે! આ તમે શું કર્યું? તમે તે લોહીની ભૂખ લઈને પાછા આવ્યા છો કે શું?' કહેતી ઘરવાળી હેઠા પડેલા કનૈયા પર, આષાઢના મેઘ ધરતી પર નીચા નમે એમ, નીચી વળી. 'એણે એવડો તે શું ગુનો કર્યો તમારો?'

બેચરે ઘરવાળીનો હાથ પકડીને આંચકા સાથે દૂર ધકેલી.

'મને પૂછે છે?—પૂછને એ સૂવરને?'

કનૈયો લોહીનીતરતા મોંએ ઊઠીને ઊભો થયો અને ઓસરીને દરવાજે દોટ મૂકી. એને પકડવા કૂદતા બેચરને આડે ફરેલી હુલિમા એના પગમાં ઠોકરાઈ ગઈ! રડતી રડતી એના પગને બાઝી પડી :

'નહિ–નહિ! એને જવા દો કાકા!'

'ચુપ!' બેચરે એક આંચકે એના હાથોમાંથી પોતાનો પગ છોડાવ્યો 'મને કાકા કે' મા!'

'સાડા પાંચ વરસે પાછા ફર્યા અને–' એની ઘરવાળીની આંખમાંથી આંસુના રેલા વહી નીકળ્યા, એનો અવાજ બેસી ગયો 'અને આ રતન જેવા છોકરાને...'

'રતન જેવો?' બેચર ત્રાડુક્યો.

'આ આને જો–આ ફૂલની કળી જેવી છોકરીની લાજ લૂંટનાર –એ–એ લંપટ કોનો છોકરો છે? કહે તો ખરી, એ કોના લોહીનું ટીપું છે?'

બેચરથી કહેતાં તો કહેવાઈ જવાયું. પછી એ મનમાં જ બબડ્યો 'કોના લોહીનું ટીપું?' અને એની આંખ આડે આષાઢના મેઘ ફરી વળ્યા. એ ખુન્નસભરેલી આંખ એક પળમાં ઠાલી થઈ ગઈ. એના ચહેરા પરથી કરચલીઓની હવા ઊડી ગઈ. એની આંખ આડે પેલું સૌંદર્યદર્શન આવી ઊભું–એ ફૂંકાતો પવન, રસીલી મેવલી રાત, પેલી ઝૂલતી ડાળી પર હિલોળતાં પારેવડાં જેવું માદળિયું અને એ–ગુમાઈ જવાનું મન થાય એવી–નિરાંતભરી મોકળાશ!

બેચર ધબ દઈને બેસી ગયો. જે આંખની કીકી આડે કોઈ દહાડો આંસુ નહોતાં ઊભરાયાં ત્યાં ત્યાં આજે ઝળઝળિયાં આવી ગયાં.

ઘરવાળી એની બાજુમાં બેસી ગઈ અને એના માથાના બરછટ વાળમાં આંગળીઓ ભેરવી ધીમું બોલી :

'હું ય પૂછું છું તમને, એ કોના લોહીનું ટીપું છે?'

---

# યાદ.......અને હું!

**સાત** વરસ પછી દરિયાની એ ભીની રેતી પર હું પગ મૂકું છું અને મને યાદ આવે છે...

હું અહિંથી ગયો ત્યારે મારી મૂછનો દોરો તાજો જ ફૂટ્યો હતો. હું અહિંથી ગયો, સાત વરસ મેં ક્યાં ગાળ્યાં, કેમ ગાળ્યાં અને આજે ય મારી સાથે હું શું ભાથું બાંધીને પાછો ફરું છું એ વાત અત્યારે આપણે પડતી મૂકીએ. એ વાત આજના–અત્યારના મિજાજને અણગમતી થઇ પડે એવી છે.

હમણાં તો...

પેલું કસ્ટમ હાઉસ, એ અરધી દટાઈ ગયેલી મસીદ, રેતીના ઢગલા, સાત વરસ પહેલાં પડ્યાં હતાં એમ જ પડેલાં પેલાં બે ભાંગેલાં વહાણ મારી નજરને ભાવભરી રીતે બાઝી પડે છે!

એ ભીની રેતી પર હું બીજો પગ મૂકું છું. મને કેટલું બધું યાદ આવે છે?

હું જોઉં છું–આ કૂતરું પોતાની ડોક ચાટતું ચક્કર ચક્કર ફર્યા કરે છે. પેલા બાવળનાં ઠૂંઠાં નીચે ગાયની કાંધને કાગડો ચૂંથે છે.

હું રેતીમાં પગલાં પાડતો આગળ આગળ વધું છું. એ જ મેલી, ધૂળભરી શેરીઓ, લીંબડા અને પીપળા, માણસો, ગાડાંઓ, દુકાનો અને ગણુગણુતી માખીઓ! પેલો ગઢનો દરવાજો અને એની ઉપર પેલું કેવું ખુલ્લું અને સ્વચ્છ આકાશ!

મારી નજર આકાશને આવરી લઈ એક ઘડી શૂન્યમાં મળી જાય છે. હું 'હું' મટી જઈ સાત વરસ પહેલાંની એક સંપૂર્ણ યાદ બની જાઉં છું. જાણે હું અહિંથી ક્યાં ય ગયો નહોતો, જાણે હજી યે મારી મૂછનો દોરો ફૂટતો જ હતો. જાણે એ સાત વરસ મેં મેળવ્યાં નહોતાં અને ગુમાવ્યા યે નહોતાં!

હું અને મારી યાદ અમે બન્ને આગળ વધીએ છીએ.

અંધારું થયા આવ્યું છે. શેરીઓ વટાવી હું મારા ઘરની શેરી આગળનો વળાંક વળું છું.

એ પેલો લીંબડો દેખાય! અને એ પીળા, લીલા, લાલ સંધ્યાના હૂંફાળા રંગો આગળ મારી મેડી હજી ય કેવું રૂપાળું એક ચિત્ર બનીને ઊભી છે!

ઓટલાને ખૂણે ડોક ઘસતા ગધેડાથી આગળ વધતો મારી ડેલીના કમાડને ધક્કો મારી હું વચ્ચે ઊભો રહું છું. અને મારું હૈયું મૂરખ જેવું ભરાઈ આવે છે!

મેડીના દાદર પરથી કોઈકનાં પગલાં ઊતરતાં હું સાંભળું છું. મારું હૈયું વધારે મૂરખું બને છે. ના–એ મારી પ્રિયતમા પત્ની નથી! હું પરણેલો નથી. મારી મા નહિ, બહેન પણ નહિ! એ બન્નેને ગુજરી ગયે બહુ કાળ વીતી ગયો–બહુ વખત! કોઈક વખત યાદની ભમરડીએ ચડું છું ત્યારે એ બન્નેનું મોઢું એકસરખું જ દેખાય છે. પણ–એ... જવા દો એ ગઈ ગુજરીની એ વાત! આજનો મિજાજ કંઈ જુદો જ છે!

પેલી ઓસરીનાં અંધારાંમાંથી અજવાળું બનીને આગળ ધસતો એ મારો નાનો ભાઈ!

પેલા રાંધણિયામાં બેઠાં બેઠાં ચીપિયાથી જમીન કોતરતાં અને જેમની આંખો પર, એમનાં અંગોમાંનું એક અંગ બની ગયેલું, પેલું હમેશનું દુ:ખ આવી બેઠું છે એ મારાં માશીબા!

હું જમવા બેસું છું. ઉપર તરફની રાંધણિયાની બારીમાંથી મહા મહિનાનો ઠંડો પવન ફૂંકાય છે. અગાશીમાં પડતાં મારી મેડીનાં બારણાં હું અફળાતાં સાંભળું છું. મારી નજર ગોખમાંથી બહાર પેલા અસંખ્ય તારલાઓની કરોળિયાજાળ જેવાં, અંધારાંઅજવાળાભર્યા આકાશમાં વિલીન થઈ જાય છે! કેવી શાન્તિ! કેટલી મૃત:પ્રાય શાન્તિ! મારા લમણામાં મારા હૃદયના હથોડા વાગતા હું સાંભળી રહું છું–'ધૂમ–ધૂમ–ધૂમ!' એક તારો ખરે છે, કોઈ એક યાદ આકાર લેતી અને ઓગળી જતી મૂંઝાયા કરે છે! હું એને પકડવા જાઉં છું. એ છટકી જાય છે. પછી શૂન્ય આકારો અવકાશને ભરી દે છે!

મારી મેડીમાં, મારી પથારી પર હું ચતોપાટ પડ્યો છું ! પવનની એક ઠંડી લહેર મારાં ખુલ્લાં અંગો પર નાચતી, પંપાળતી જતી રહે છે પણ એક યાદ ! એક નહિ અનેક ! દિવસની નહિ—ઘણાં ય વરસોની !

કોઈ એક એવી લહેરી, આ મેડીનાં અંધારાંઅજવાળાં, ઉપર પેલા લીંબડાની સુવાસ અને શેરીની દુર્ગંધ ! દરવાજાના ઉઘાડ—ઢાંક થતા અવાજ, આજે જોઈ એવી કોઈ કોમળ અને તાજી તો ય કરમાતી સાંજ ! અને છેલ્લે હમણાં મારી ઉપર તોળાઈ રહેલું, વિચારોની અસંખ્ય ધૂમરીઓમાં ફસાવી દેતું, ન સંભળાતા અવાજોની જીવન્ત ચૂપકીથી ભરપૂર પેલું અગાધ વ્યોમ ! મારી જાગૃતિના નીચલા થરમાં આજે જ્યાં હું પહોંચી યે શકતો નથી ત્યાં એ યાદ 'અજાગૃતિ'ની કબર નીચે દટાયલી પડી છે !

હું આંખ મીંચું છું અને મારી શેરીની ધૂળમાં 'પા—પા—પગલીઓ પાડતો હું બાળક બની જાઉં છું ! એમ આંખ ઊઘડે છે અને બંધ થાય છે અને હું મારા જાગૃત—અજાગૃત અનુભવોને આકાર આપતો રહું છું.

મારી યાદ વિસ્તાર પામે છે...શેરીઓ, રસ્તાઓ, નદીઓ, તળાવો, ઉપવનો, વ્યક્તિઓ, જાનવરો, ઋતુઓ અને મિજાજના રુદ્ર અને કોમળ અવનવા રંગો ! હું ફરતો અને ફરતો જ રહું છું !......

હું સવારના જાગું છું અને અગાશીમાં દોડી જઈ જોઉં છું તો ગઢ પાછળના ડુંગર પર ઝાકળનાં વાદળાં જામ્યાં છે. સૂરજ ઊગ્યો છે તો ય દેખાતો નથી !

આખી રાત હું ઊંઘ્યો નહોતો—જાગ્યો યે નહોતો !

ચાહ પી, કપડાં બદલી હું બહાર નીકળું છું. મારી ડેલીના દરવાજા બંધ કરી હું આગળ વધવાનું કરું છું ત્યાં મારા રસ્તાને રોકતો એક કૂતરો હિંમતથી પૂંછડી હલાવતો ઊભો છે. હું એને જોઈ રહું છું, એને ઓળખવા મથતો વિચારમાં પડું છું !

એ...પેલું એ તો ગલુડિયું. નહિ, જેની મા ગુલાબની ગાડી નીચે ચગદાઈને મરી ગઈ ?

ગુલાબ ?—ગાનારી અને વેશ્યા! એની જુવાનીમાં કેટલી તાકાત અને તાઝગી હતાં?

હું આગળ વધું છું.

વાવ પાસેની ગંદકીથી બચવા હું લાંબો વળાંક લઉં છું ત્યાં હાસમની દુકાનનું 'હેર કટીંગ શોપ'નું પાટિયું દેખાય છે.

હું સીધો જ એની દુકાનમાં જઈ એક ખાલી ખુરશી પર બેસું છું. હાસમ ત્યાં નથી પણ મારી નજર ઊંચે જતાં હાસમની એક મોટી છબી ટીંગાયેલી દેખાય છે. એ છબીને રંગબેરંગી કાગળનાં ફૂલોનો ધૂળથી ભરેલો હાર પહેરાવ્યો છે. નીચેની એક નાનકડી અભરાઈ પરની ધૂપદાનીમાં ખાક, એ જાણીતી સુગંધની યાદ અપાવતી પડી છે.

મને એક ખ્યાલ આવે છે અને હું ખુરશીની પીઠ પાછળ મોઢું ફેરવું છું તો એક ફિક્કો, દુબળો, ચમકતી મોટી આંખોવાળો ચહેરો મારી સામે હસે છે!

'ક્યારે આવ્યા, મોટાભાઈ?'

એ જુણસ—હાસમનો ભત્રીજો.

'હાસમ?'

મારા અધૂરા પ્રશ્નનો એ છબી તરફ જોઈને ઉત્તર આપે છે:

'ગઈ સાલ ગુજરી ગયો!'

અને મારી દાઢી પંપાળતાં, સાબુ લગાડતાં, 'બ્રશ' ફેરવતાં જુણસ બોલવાનું શરુ કરે છે.

હું આંખ ફાડી જોઉં છું. સામેની ધૂપદાનીમાંથી ધુમાડાનો ગોટો હું ઊડતો જોઉં છું. મારી આંખ અંધારાય છે...

દશ વરસ પહેલાં કોટવાળની વાડી પાછળના મેદાનમાં મારી યાદ મને દોડતો જુએ છે!

અમારી ફૂટબોલની 'ટીમ'માં હું 'ફોરવર્ડ' રમવાવાળો હતો. અને હાસમ હમેશ 'ફુલ બૅક'માં રહેતો.

હાસમ...ગૂંછાળી, કાળા વાળવાળી, લાંબી ટોપી એ પહેરતો. ઝીણી આંખો, લાંબું મોઢું, ફણસીની ધાર જેવું લાંબું અને અણિયાળું નાક. જરા આગળ પડતા અને બહાર દેખાતા દાંતોને લીધે એ હમેશ હસતો દેખાતો! કમરમાંથી જરા વાંકો વળેલો, ઝીણો, તો ય એનામાં અજબ તાકાત હતી. એ બહુ જ ઓછું બોલતો. શંકર કહેતો 'મૂરખ છે?' પણ અમારી 'ટીમ' અંધારું થયે પાછી ફરતી, ત્યારે મારા ખભે હાથ રાખીને ચાલતાં હાસમની ચૂપકીમાં જીવ આવતો. એ મારી સાથે બોલતો, ક્યારેક 'ટીમ'ની વાત કરતો, ક્યારેક સ્કૂલની વાત, ક્યારેક માસ્તર અથવા છોકરાઓની વાત! ક્યારેક ઘરની એકાદ વાત શરૂ કરી એ અધૂરી મૂકી દેતો. અને લાંબે દૂર બાવળની કાંટાળી ઝાડી વચ્ચેથી દેખાતી, મરી જતી સંધ્યાના લાલ કફન તરફ નજર નાખી, નિઃશ્વાસ છોડી, એ ચુપ થઈ જતો!

અને મને એવી ઘણી બધી સાંજે યાદ છે કે...અંધારું જામવા આવ્યું હોય, ધણથી છૂટી પડેલી એકાદ બકરી 'બેં–બેં' કરતી, બરાડતી બેબાકળી દોડી રહી હોય, એક ટંકનું બળતણ શોધવા નીકળી પડેલી પેલી ડોશીને રસ્તો ન સૂઝતો હોય! અને એ ગાંડો ગઢના દરવાજા આગળ, પીરની દરગાહ તરફ મોઢું કરી બદદુવા માગી રહ્યો હોય!

આવે વખતે અમે પાછા ફરતા.

અને મારી યાદ! એ યાદની ભીતરમાં હજી યે કોઈ અસુખભરી રાતે એકાદ બકરી 'બેં–બેં' કરતી કૂદ્યા કરે છે! મારી જીભ હજી યે કોઈ બેકાબૂ પળે બદદુવા બોલી જાય છે!

હું જીણુસ તરફ આંખને ખૂણેથી જોઉં છું. એનું દાઢી કરવામાં ચિત્ત નથી. એ બોલ્યે જાય છે. એ નીચો નમે છે, ઊંચો થાય છે, પાછળ હઠે છે! પણ એના હલનચલનમાં અદા નથી, બળજબરી છે! એની આંખોનાં તેજ પણ ઢરડાય છે!

એ કહે છે:

'હાસમનું ધંધામાં ધ્યાન જ નહોતું! અને ઘેર તો તમને ખબર છે મોટાભાઈ! કે અમારા શું હાલ હતા! બાપા દારૂ પી પીને મરી

ગયા પછી હાસમનું ધંધામાં ધ્યાન નહોતું ! સાંજ પડે એ ગઢ બહાર ફરવા નીકળી પડતો. અને આડોઅવળો ભમ્યા કરતો, ક્યારેક પીરની દરગાહની સામેની ટેકરી પર બેઠો હોય, ક્યારેક કબરસ્તાનની પેલી મોટી જારને ઓટલે બેઠો બેઠો બુલબુલો ઊડતી જોયા કરે.

પછી એણે દિલરુબા વગાડવાનું હાથમાં લીધું. એ વગાડ્યા જ કરે ! જૂના બાંધેલા ઘરાકોને ઘેર કાં તો એ મોડો પહોંચે, કાં તો ભૂલી જાય. ચાચી એને ઠપકો આપતી; એ મૂંગે મોઢે સાંભળતો અને કરતો હોય એમ કર્યા કરતો.

ચાચી ક્યારેક એને કહેતી:

'મૂઆ ! તારા બાપે તો ઘર પાડીને આંગણાં કર્યાં ! તું–તું તો કંઈ દી સવળો વાળ !'

પણ એનું ચિત્ત કોણ જાણે ક્યાં ભમ્યા કરતું. બપોરના કોઈ ઘરાક ન હોય ત્યારે લુંગી પહેરી માથાના બાલને મોઢાં પર ઢળી પડતા અટકાવવા રૂમાલ બાંધે. ને એ દિલરુબા પર જામી પડતો ! એનું અંગ પસીનો પસીનો થઈ જતું, હોઠ થથરતા; આંખો લાલ થઈ જતી અને થાકીને લોથ થઈ જતો ત્યાં સુધી બજાવ્યે રાખતો. કોઈ તાન, કોઈ પલટા એના દિલમાં ખીજવાતા હોય, સર્પ બનીને દોડતી એની આંગળીઓ પર એનો કાબૂ નબળો પડવા માંડે અને દિલરુબા બેસૂરી બની એને પજવવાનું શરુ કરે ત્યારે એ ચાહના પ્યાલાઓના પ્યાલા પીવા માંડતો; બીડીઓ ફૂંક્યે રાખતો અને આખરે પોતાની જાત પર ખીજવાઈ ક્યાંક બહાર ચાલ્યો જતો !

રોજ અમારી 'શૉપ' પાસેથી પસાર થતી ગુલાબ એક દહાડો સામેની દુકાન આગળ પોતાની ગાડી ઊભી રાખી પાન ખાવા ઊતરી પડી. એણે હાસમને દિલરુબા વગાડતાં તાકી તાકીને જોયો. અને એ દુકાનનો ઓટલો ચડીને ઉંબરામાં આવીને ઊભી ત્યારે હાસમે ઊંચું જોયું. અને હમેશની એની રીત મુજબ એણે અમસ્તું જ થોડું હસી દીધું. ગુલાબે, પાણીની ટબુડી ઊંધી વળતાં અવાજ કરે એવું હસતાં કહ્યું:

'મારો ઉસ્તાદ યે આવું સરસ નથી બજાવતો !'

હાસમ હસીને ચુપ રહ્યો—એ બન્ને જરા વાર ચુપ રહ્યાં.

ગુલાબ ઉંબરા આગળથી પાછી ફરી. હાસમે એને જતાં જોઈ પણ બોલાવી નહિ. અને બીજી પળે, નીચું માથું કરી, એણે દિલરુબાના તાર પર ગજ ફેરવી દીધો.

નીચે ઊતરી ગુલાબે કહ્યું:

'કોઈક દહાડો દિલરુબા લઈને મારે ઘેર આવજે!' અને એ ઝડપમાં એણે શરીરની અદા અને મોઢાંના ભાવ ફેરવી દીધા. 'આવશે ને?' કહેતાં ગાડીમાં ચડતાં ચડતાં એણે એના ઘાઘરાને ઘૂમરીએ ફેરવ્યો—અને જતી રહી!

બીજી સાંજે શંકર—ભૂલી નથી ગયા ને શંકરને? દાઢી કરાવવા 'શૉપ'માં આવ્યો.'

મારી છોલી કાઢેલી દાઢી પર જીણુસ ફટકડીનો ગાંગડો ફેરવે છે. હું બળતરાથી આંખ મીંચી જાઉં છું—અને મોઢું મરડી દઉં છું.

ફરી પેલી ધૂપદાનીમાંથી ધુમાડાના ગોટા નીકળતા હું જોઉં છું. મારી દાઢીની બળતરા હું મારા પગોમાં સાથળ સુધી અનુભવું છું. અને વૈશાખ મહિનાનો એક દિવસ યાદ આવે છે...

મારી ઝંઝાવાતી નજર એક વિશાળ પર્વતમાળા પર ઠરી જાય છે.

હું, શંકર, હાસમ અને બીજા બે જણ—અમે વૈશાખ મહિનાની એક બપોરે સાઈકલ પર મજલ કાપતા હતા.

આકાશમાંથી લ્હાય ઝરતી હતી. નીચે ધરતીના કંઠ ઉના નિઃશ્વાસ છોડતા હતા. અમારી ડાબે અને જમણે વાંઝણી ધરતી, માટી, ઢેફાં, પથરા, ક્યાંક સણનું એક છોડવું, ક્યાંક પટરીંગણી અને ક્યાંક બાવળ અને થોર!—એવી વાંઝણી ધરતી મૃગજળ બતાવતી, નિરાશ અને હતાશ, ક્ષિતિજને અડી જતી લાંબી થઈ સૂતી હતી.

અમારી સાઈકલના 'પેડલ' પર અમારા પગ જોર મારતા જતા હતા. એ ક્રિયા સિવાય ધરતીની લૂ અને આકાશમાંથી વેરાતી આગ નીચે અમારી બીજી બધી ક્રિયા નિશ્ચેત ઊંડાણમાં પેસી ગઈ હતી.

સામે તળાવની ઝાડી દેખાતાં અમારા પગોમાં જોર આવ્યું. વડને એટલે સાઈકલો ટેકવી અમે છાંયડામાં લાંબા થઈ ઢળી પડ્યા.

થોડી વાર પછી તળાવમાં પાણી પીવા જતાં અમે જોયું કે પાણીથી એક પગથિયું ઉપર કોઈ, આવા ધોમધખતા તડકામાં યે, આરામથી બેઠું હતું.

હાસમે એને જોઈને કહ્યું: 'પેલો 'ભીમો ઊંટ' તો નહિ એ?'

'લાગે છે તો એ જ,' મેં કહ્યું, 'પણ અહિં ક્યાંથી?'

'કેમ?' શંકરે કહ્યું 'કણબીઓમાં વિવાહ ચાલે છે ને હમણાં? ગયો હશે ક્યાંક લાડવા ઊડાવવા!'

અમે બધાએ એની ટીખળ કરવાનો વિચાર કર્યો.

ક્યાં ય પવન નહોતો. ધરતી એમ જ ધખ્યા કરતી હતી. તળાવનું પાણી સ્વચ્છ, શાંત હતું અને એની સપાટી પર જામેલી સેવાળમાં ગતિ નહોતી. એક પગથિયું નીચે પાણીની સપાટીની આરસીમાં ડોકાતા ભીમાના પડછાયાને જોવાની દરકાર કર્યાં વગર અમે ચૂપકીથી એની પાછળ આવી ઊભા.

હાસમે ઝડપથી એના માથેથી પાઘડી ઊંચકી દીધી. અને શંકરે જોરથી એના માથા પર ધોલ મારી.

પણ...પણ ન બનવાનું બની ગયું!

ભીમો કશું બોલ્યો જ નહિ! એના હાથપગ સુદ્ધાં હાલ્યા નહિ. મારા પેટમાં ફાળ પડી. ત્યાં તો કચકડાનું રમકડું ઢીલું થઈ જઈ, કમરમાંથી વાંકુ વળી ઊંધે માથે ઢળી પડે એમ વળી જતો ભીમો, એક પગથિયું નીચે, પાણીમાં ગુલાંટ ખાઈ ગયો!

પાણીમાં ડોકાતો એનો પડછાયો ભૂંસાઈ ગયો. દૂર-પાણીની સપાટી પર હિલોળતી સેવાળમાં ગતિ આવી ગઈ!

અમે અનાજના કોથળાને ઊંચકતા હોઈએ એમ એને ઊંચકીને ઉપર લાવ્યા. ભીમો મરી ગયો હતો! પેટ ભરીને ચીકાર એણે ખાધું હશે, અને અહિં પાણી પી, લૂ લાગતાં એ મરી ગયો હશે-બિચારો!

એના મોઢાં પર હજી ય કરમાતી સંધ્યાનો અણગમો ટહેલી રહ્યો હતો !

હાસમ ગામમાં ખબર કરવા ગયો. અને અમે બધા એના શબની ચોકી કરતા ત્યાં જ બેઠા !

જો કે અમે બધા અસ્વસ્થ હતા, પણ શંકરની અસ્વસ્થતાએ માઝા મૂકી હતી. એ જાણી જોઈને ભીમાના શબ તરફ પીઠ કરીને બેઠો હતો. એની નજર ભૂખ્યા કાગડા જેવી અહિંથી ત્યાં ફૂદકા મારતી ક્યાં ય આરામ નહોતી પામતી. એના શરીરના સ્નાયુઓ તંગ બન્યા હતા અને વારે ઘડીએ, બેબાકળો બની, ચમકીને એ આજુબાજુ જોતો !

વાતાવરણ એનું એ જ હતું – ગરમી, લૂ, ભૂખીલૂખી ધરતી અને એ બધાંને ગળી જતું તેજ અને અંગારનાં ઘોરિયાં વરસાવતું શાન્ત અને કરાળ આકાશ !

ભીમાની ચોકી કરતાં અમે ધૂળના વંટોળિયા જોયા. દૂર ક્યાંક સસલાંને દોડી જતું જોયું, ક્યાંક જારના ઝાડ પર બુલબુલને ગાતી સાંભળી ! અમે વધારે અને વધારે લૂ ભોગવી. અમારી આંખો લાલ બની. અમારાં મોઢાં પરની કરચલીઓ ઊંડી ગઈ. ભરેલી અને પછી ઊંધી વળી ગયેલી દૂધની તાંબડીનું ઠાલાપણું અનુભવવા અમે ગુપચુપ સંધ્યા નમી ત્યાં સુધી બેસી રહ્યા !

અને આજે પણ જ્યાંજ્યાં સૌંદર્ય હું જોઉં છું, કોઈ એક સુંદર ચિત્ર અથવા શિલ્પ, કોઈ એક ચાલી જતી નાઝનીની નઝાકતભરી અદા, કોઈ કવિતા કે કોઈ ગ્રીષ્મના આકાશનાં અભ્રોની સોનેરી જમાવટ – એમાંનું કંઈક હું જોઉં છું ત્યારે કોઈક વાર તે દહાડાની ધખતી લૂ, તળાવનાં પગથિયાં પરથી પાણીમાં ઢળી પડતું મોત અને ભરી ભરી ધરતી વચ્ચે અનુભવેલી પોકળપણાની એ ભાવના હજી યે, કોઈક વાર મને મારી યાદનાં અંધારાંમાં ધકેલી દે છે ! અને એ પાપના અંધારા ખૂણામાં, ભયગ્રસ્ત, બેબાકળી અને ચમક ચમક થતી શંકરની બે આંખો હજી ય મને ક્રોઈક વાર મૂંઝવી દે છે......

મારી દાઢીની બળતરા હળવી બને છે. અને ઊંડે ઊંડેથી મોટા થતા જુલુસના શબ્દો હું સાંભળી રહું છું.

'બીજી સાંજના' જીણુસ કહે છે 'શંકર દાઢી કરાવવા 'શૉપ'માં આવ્યો !'

'શંકર?' હું પૂછું છું. 'શું કરે છે એ?'

'એ?' કહેતાં જીણુસ છુપું હસે છે 'ખાસ કંઈ નહિ! એટલા ભાંગે છે!'

'હમણાં મને ક્યાં મળશે એ?'

'બજારમાં સ્તો! મોડી રાત સુધી એ બજારમાં બેસી રહે છે.'

હું કોટ ખંખેરી હાસમની 'શૉપ'માંથી બહાર પડું છું અને આગળ વધું છું.

શેરીઓ વટાવતો હું બજારના રસ્તા પર આવું છું—હું ચાલ્યા કરું છું. મને લાગે છે કે મારી આસપાસનું બધું ય, ટોળે મળી, મારી પાછળ પાછળ ચાલ્યા કરે છે. બન્ને બાજુ ધૂળે ભરેલાં જર્જરિત થયેલાં મકાનો, ગંદી દુકાનો, ખંડિયેરો, આંબલી અને પીપળનાં બોડાં ઝાડ, કૂતરાં, ગધેડાં, બિલાડાં, ગાયો અને આખલા; બધાં, મને લાગે છે કે મારી તરફ મીટ માંડી રહેતાં, 'ઓળખો છો ને?' કહી ફિક્કું હસતાં મને મારી વાત પૂછે છે—મારી સાત વરસની કથની!

જે પ્રશ્નનો જવાબ આપતાં હું બહુ જ મૂંઝાઉં છું, અને જે પ્રશ્નના મોઢાં પર હસી પડતાં હું યે દયામણો બની જાઉં છું એનો જવાબ હું અત્યારે કેમ કરીને આપું?

થોડી થોડી ઠંડી સવારથી જ પડવા માંડી છે. આકાશ કાળું અને મેલું દેખાતું, ધીમું ધીમું ઘેરાવા માંડ્યું છે!

પેલા ભજિયાંવાળાના મોટા ચૂલા પાછળ બે કૂતરાં ભરાય છે. એના એ જ ઠેકાણે પેલી બુઢ્ઢી બકાલણ, કોહેલાં ટમાટાં વેચતી, આખે શરીરે કંપતી અને આંખને ખૂણે બેસતી માખીઓ ઊરાડતી હજુ યે ત્યાં જ બેઠી છે!

હું શંકરને મળું છું. મને એક ઉમળકો આવતો આવતો રહી જાય છે, કારણ કે એની આંખો હસી પડે છે એ પહેલાં મૂંઝવણ, ભય

અને આશંકાના મલકારા એ મારી જાય છે. એની સાથે એનું પેલું સુંદર મોઢું અને આખું ય અંગ હસવા માંડે છે. કેટલો બધો ઉમળકો ! પણ બીજી પળે શંકરના સ્વભાવનો એ ઢાંકપીછોડો મને સંશયમાં મૂકી દે છે ! શંકર પાસે મને બતાવવા કરતાં મારાથી છુપાવવા જેવું ઘણું બધું કંઈ છે એ ખ્યાલ આવતાં મારું મન અંદરનું અંદર ચભડાતું સ્વસ્થ અને અસ્વસ્થ અવસ્થા વચ્ચે ગૂંગળાયા કરે છે.

અમે અમારી જૂની હોટલમાં ચાહ પીવા જઈએ છીએ. મારી નજર ચારે તરફ ફરવા માંડે છે. જે પાટલી ઉપર હું સાત વરસ પહેલાં બેઠો હતો એની ઉપર રંગના થપેડા ચઢેલા છે. ખરબચડી ભીંતો પર ચૂનો માંડમાંડ ચોંટી પડ્યો છે. બુઢ્ઢાને જુવાન બનાવવાનો અખતરો, હમેશ બને છે તેમ, નિષ્ફળ ગયેલો દેખાય છે !

અને મારી નજર એ હોટલમાં આવજા કરતી, બેસતી, ઊઠતી, બીડી પીતી અને ઠૂંઠાં ઓલવતી, ખીસામાં હાથ નાખતી અને પૈસા ગણતી વ્યક્તિઓના ચહેરા પર ફરતી રહે છે. શંકર બોલવાનું કરે છે પણ મારું ધ્યાન બીજે ક્યાંક હોઈ એ ચુપ થઈ જાય છે.

કેટલા બધા અને કેવા ચહેરાઓ ? એકબીજાથી જુદા તો ય જાણે એક જ કારીગરના હાથ નીચેથી પસાર થયા હોય એમ એક અમુક કારીગીરીની કાલિમા બધા ચહેરાઓ પર, શિયાળાની રાતનાં અંધારાં જેવી, ટહેલી રહેતી હું જાઉં છું !

હાથમાં ગણાતા પૈસાને ધારી ધારીને જોતી આંખો, ચહાની રકાબી પર ઢાલી થઈ ખોવાઈ જતી આંખો કે મોઢાંમાંથી નીકળતા બીડીના ધુમાડા પર સ્વાર થઈને ક્યાં ય વિખરાઈ જતી આંખો ! અને એ આંખોના ચિત્રની પશ્ચાદ્‌ભૂમિ બની ગયેલા, ફિક્કા, વાંકા અને ચપટા નાકવાળા, બેડોળ રીતે ઉપસી ગયેલા કે કરચલીઓ પડીને કરમાઈ ગયેલા ગાલવાળા ચહેરાઓનું ટોળું મારી નજર આગળ તરવરી રહે છે !

સાત વરસ ! જાણે સાત વરસનું સરવસ મારી નજર આગળથી પસાર થતું હોય !

હું શંકર તરફ નજર ફેરવું છું. ચાહ પીધેલી રકાબી પર પ્યાલો મૂકતો એનો થરથરતો હાથ હું જોઉં છું. પાણીની સ્થિર સપાટી પર

શેવાળ હાલે એમ એના હાથનાં હાડકાંઓ પર ચામડીને હાલતી હું જોઉં છું! અને એનો એ સુંદર ચહેરો, એનાથી યે સુંદર એની આંખો, જરા ઊંચું કપાળ, ઝીણું નમણું નાક અને નીચે ખેંચેલી લગામ નીચે થનગનતા અશ્વો જેવા કંપતા બે હોઠ થથરી રહ્યા છે! તો ય મારી આસપાસ જોઈ રહ્યો છું. એ ય બધા ચહેરાઓમાંનો એ પણ એક ચહેરો છે–અને એ બધા ચહેરાઓની લાગણીઓના ગૂંચવાડામાં અટવાઈ ગયેલો એનો એ એવો જ સર્વસામાન્ય ચહેરો છે. એનું સૌંદર્ય તો ઘસાઈ ગયેલો એક ખુરખો માત્ર છે!

જાુણસનો યે એવો જ ચહેરો. બધાના એક સરખા જ, ક્યાંક મીટ માંડી રહેલા અને ક્યાંક ઘસડાયે જતા, કોઈક ગુમાયેલી વસ્તુને શોધતા, દોડ્યે જતા બધા એક સરખા જ ચહેરાઓ! હાસમનો ચહેરો એવો જ હશે?

'હાસમને શું થયું હતું?' હું શંકરને પૂછું છું.

'ક્ષય!'

'હં!' મારાથી બોલી જવાય છે 'બિચારો!'

'એની–' શંકર કહી નાખે છે, 'દિલરુબા મારી પાસે પડી છે–મને આપી દીધી! એ મરી ગયો એની આગલી સવારે મને એ કહેવા લાગ્યો: 'પેલી દિલરુબા ઉપાડ!' મેં દિલરુબા ઉપાડી અને ખોલમાંથી બહાર કાઢી. હાસમ જોઈ રહ્યો, જાણે એની દિલની દિલરુબાએ સૂરો કાઢવા શરુ કરી દીધા હોય એમ એની આંખોમાં સંગીતના ચમકાર ઝબકી ગયા!

આજે તો હું યે થોડું બજાવી જાણું છું પણ ત્યારે મને બજાવતાં આવડતું નહોતું. અને હાસમની આંગળીઓમાં પરદા પર સ્થિર રહેવાની તાકાત નહોતી.

એણે કહ્યું: 'અત્યારે કોઈ ભૈરવી સંભળાવે...' મેં થોડાક સૂરો પર આંગળીઓ મૂકી ગજ ફેરવ્યો. પણ ભૈરવીના કોમળ 'રેખતા' અને 'ધૈવત' હું ક્યાંથી બજાવી શકું? હાસમની ભૂખી આંખો દિલરુબાની મશ્કરી કરતી મારી આંગળીઓ પર ફરી રહી! એણે દિલરુબા પર ધ્રૂજતો

હાથ ફેરવ્યો અને કહ્યું 'તું લઈ જા દિલરુબાને! વગાડતાં શીખજે હવેથી અને ગુલાબને...'

શંકર એનું નામ બોલતાં બોલી જાય છે. પણ બીજી પળે એની આંખો પેલા બે ભયગ્રસ્ત પલકારા મારી જાય છે. અને બોલતો અટકી જઈ એ ઊભો થઈ જાય છે.

હું યે એની પાછળ, અકળાતો મૂંઝાતો ઊભો થઈ જાઉં છું. અમે બન્ને હોટલ છોડી બજાર વચ્ચેથી પસાર થઈએ છીએ! ત્યાં ખૂબ ગિરદી જામી છે!

'આટલો બધો શો વેપાર ફાટી નીકળ્યો છે અહિં?' હું પૂછું છું.

'સટ્ટો!' કહેતાં શંકરની આંખ એક ખૂણેથી બીજે ખૂણે, પાંજરામાં પુરાયેલા, અકળાતા જનાવર જેવી, હરફર કરવા મંડે છે.

ગઢ બહાર અમે આવી પહોંચીએ છીએ ત્યારે હું એને પૂછું છું:

'ગુલાબની શી વાત કરતો હતો તું?

'હાસમની?'

'ગુલાબની પણ!' હું હઠ પકડું છું.

આ વખતે એ મારી સામે તાકીને જોઈ રહે છે. અને મારે ખભે હળવો હાથ મૂકતો, મારી નજીક આવે છે. એનાં પગલાં જરા ભારે બને છે. એ નીચું જોઈને કહે છે:

'હું અને હાસમ ઘણી વાર ગુલાબને ત્યાં જતા!'

ફરી પાછી ચૂપકી! મને તળાવનું પાણી દેખાય છે. એની પાછળ પેલું મહાદેવનું મંદિર અને એને ઓથ આપતો પેલો ડુંગર! અને આ આવે ચોવાટાની પેલી આંબલી! એના ઓટલે એક ભયંકર ઇતિહાસ ઘડાયલો મને યાદ આવે છે.

મારી નજર આગળ ફરી પાછાં લાલ લીલાં કૂંડાળાં ફરવા માંડે છે. અને મારી યાદની ભીતરમાં એક ચૂંદડી ફરફરે છે. એક ઊંટ બરાડે

છે, એક તલવાર ચમકે છે અને ઊંડે ઊંડે રુદનના સૂરો દિલરુબાના તાર પર સ્વારી કરી ઊડવા લાગે છે.

'ગુલાબ,' હું શંકરને પૂછું છું 'ગુલાબ ફાંકડી હતી, નહિ?'

'હા હતી—જરૂર ફાંકડી હતી!' કહેતાં શંકરની ભમર ઘેરાય છે અને મારો ખભો પકડી આંબલીને ઓટલે મને ઘસડી જાય છે. આંબલીનો ઓટલો! મને યાદ આવે છે—હું નાનો હતો ત્યારે એક સાંજે આ જ આંબલીને ઓટલેથી કૂદકો મારીને બીકનો માર્યો હું કેવો ભાગી છૂટ્યો હતો?

'હું હાસમને પહેલી વાર ગુલાબને ઘેર લઈ ગયો!' વાત કરવાની મૂંઝવણમાંથી છટકવા એ હિંમતભર્યું બોલી નાખે છે. 'તું હત તો તને પણ લઈ જાત એમ એને પણ લઈ ગયો—સમજ્યો?'

'હા!' મેં સ્વસ્થપણે કહ્યું એણે વાત પણ આગળ ચલાવી.

'હા, ગુલાબ બહુ જ સુંદર હતી—હજી યે સુંદર છે. એની આંખનું કાજળ અને એના કાનમાં મહેકતી હીનાની ખુશ્બુ!—એ ખરેખર સુંદર હતી! ગુલાબના આમંત્રણથી હાસમને પહેલી જ વાર હું એને ઘેર લઈ ગયો ત્યારે, જલસો ખલાસ થઈ ગયા પછી, અમે ત્રણ એકલાં પડ્યાં અને હાસમે દિલરુબા બજાવવી શરુ કરી. એ રાતના, અમને ખબર પણ ન પડી કે અમારા દિલના તાર પણ ઝણઝણી ઊઠ્યા હતા!

શંકરની આંખો તળાવનાં હિલોળાતાં પાણી પર ઠાલી ઠાલી ઠેરવાઈ ગઈ!

'આ લાંબી વાતને ટૂંકી કરું! હું અને હાસમ ઘણી વાર એને ઘેર જતા. હું ક્યારેક દારૂ પીતો કારણ કે ગુલાબ મને સાથ આપતી. અને થોડું પીધા પછી ગુલાબનું સૌંદર્ય સરાણે ચઢતું! પણ હાસમ દારૂને અડતો નહિ. નહિ કે મેં એને દારૂ પીવા તરફ દોરવ્યો નહોતો પણ મને લાગે છે કે એમ કરવું એના સ્વભાવમાં જ નહોતું.

પછી રાત પર રાત આવવા લાગી. હાસમના હાથમાંથી સૂરોનાં ઝરણાં વહેવા લાગ્યાં. ગુલાબના બંગલાની અગાસી, હાસમ, દિલરુબા,

હું, ગુલાબ અને શરાબ ! એક બાજુ સુંદરી, બીજી બાજુ બેફામ જુવાની અને વચમાં મસ્ત બનાવતો મદિરાનો પ્યાલો ! અને તેજનાં ટપકાં બનીને ઊડી જતા અને દૂર આકાશની એ મોકળાશમાં ગુમ થઈ જતા સંગીતના સ્વરો !

અને એમ જ જે થોડો સમય વીતી ગયો એ હજુ મારાં સ્વપ્નોમાંથી યે ખસ્યો નથી. એની યાદ હાસમની મૃત્યુપથારી આગળ પણ જામી રહી હતી !

હું, હાસમ અને ગુલાબ—અમારા એ ત્રિકોણની વચ્ચે વસંતનાં ફૂલ ઊગી નીકળતાં, ચાંદનીનો ધોધ વહેવા માંડતો અને એની સ્વચ્છ સપાટીમાં આવડું મોટું આકાશ નાનકડું બનીને કોઈક વાર ડોકાઈ જતું !

અને આ કંઈ એક મ્યાનમાં બે તલવાર સમાવવાનો પ્રયોગ નહોતો !

હાસમ અમારી સાથે તો ય અમારાથી જુદો પડી જતો. દિલરુબા એની અવલ માશૂક હતી ! ક્યારેક એની દિલરુબામાંથી ગજબનું સંગીત નીકળી ગયા પછી એ ગુલાબ તરફ હળવું તો ય ગૌરવ અને ગુમાનભર્યું હસી દેતો. અને એની નજર, મને લાગતું કે આકાશનો મિજાજ બનીને ગુલાબના શરીર પર ફરી રહી હતી !

ગુલાબ ત્યારે એ એક પળ માટે મારા હાથમાંથી—મારા દિલમાંથી ખોવાઈ જતી અને હું યે હાસમ તરફ જોઈ રહેતો ! એની નજર અને એનું હાસ્ય કોઈક વાર અમને બન્નેને ગમી જતાં !

અમારી ત્રણ જણની વાત ગામમાં પહોંચી ગઈ અને ફરી વળી. મોડી રાતે ગુલાબને ઘેરથી પાછા ફરતાં કોઈક અમને મળી જતું ત્યારે મારાં મોઢાંની વાસ મને દગો દઈ જતી.

હાસમ કહેતો હતો કે :

એક મોડી રાતે હાસમની વહુએ, એની દિલરુબાને ખીંટીએ મૂકતાં એને કહ્યું :

'હવે તો લોકો બહુ વાતો કરે છે !'

'શાની?' કહેતાં હાસમે એને ખભે હાથ મૂકી એના ગાલ પરની લટ સમારતાં એવું તો હસી દીધું કે બિચારી એની નિર્દોષતા નીચે દબાઈ ગઈ.

અને હવે છેલ્લી વાત–

તે સાંજના હું અને હાસમ ફરવા ગયા હતા. પીરની દરગાહની સામેની ટેકરી પર અમે બેઠા. ગુલાબ કોટવાળની વાડીનો બપોરનો જલસો પૂરો કરી પાછી ફરી અને અમને જોયા એટલે ગાડીમાંથી ઊતરી પડી. એ વખતે સાંજ નમવા આવી હતી.

ગુલાબી પવન અને હોંશિયાર ચૂપકીમાં નરી માદકતા ભરી હતી. ગુલાબ હાસમની છેક બાજુમાં એક પથરા પર બેઠી. થોડીક વાર પછી એ વાતાવરણની ચૂપકીના ભાર નીચે અમે મૂંગા બન્યા ત્યારે ગુલાબના કંઠમાં–'જોગીઆ'ના સુરો ગૂંગળાવા લાગ્યા અને જરા વારમાં તો ઓલવાઈ જતી સાંજ, ઘેરાતાં અંધારાં અને ઉપર આકાશમાં ટપોટપ જન્મ લેતા તારલાઓની ચૂપકી જાણે સ્વરમાં જીવન્ત બની હોય એમ,

'પિયા રહે પર......દે...શ!'

માં ગુલાબ સરકી પડી.

એ રાગના દિલની મુરાદના સૂરોની હજી તો જમાવટ થતી હતી, એ સૂરોની સ્વારી પર ખોવાઈ જવાની અમે હજી તો તૈયારી કરતા હતા અને સંધ્યા હજી છેલ્લાં છેલ્લાં આળસ મરડી રહી હતી ત્યાં અમારી પાછળ પીપળના થડ આગળ અમે કોઈકને બેફામ રુદનમાં તૂટી પડતું સાંભળ્યું!

ગુલાબ ચમકીને ઊભી થઈ ગઈ! હું ગભરાતો ગભરાતો ત્યાં દોડી ગયો અને જોયું તો ત્યાં હાસમની વહુ રડી રહી હતી. એણે પીરની દરગાહમાંથી પાછા ફરતાં અમને જોયા અને ઊભી રહી ગઈ. અને જિંદગીમાં પહેલી વાર એણે 'પિયાને' પાસે છતાં 'પરદેશ' ગયેલો અનુભવ્યો હશે!

હાસમ ત્યાંથી ઊઠ્યો નહિ. ગુલાબે હાસમની વહુ તરફ ઢળી પડતાં

એનો હાથ પકડવાનું કર્યું ત્યારે એ દૂર ખસી ગઈ. અને અંધારામાં યે એની કતરાતી આંખો ધા કરતી ગઈ!

અમારામાંનું કોઈ એક શબ્દે બોલ્યું નહિ. કોઈને બોલવાપણું રહ્યું નહોતું. પ્રસંગ અને વાતાવરણ બન્ને બોલી રહ્યાં હતાં.

હાસમની વહુ ડૂસકાં ભરતી ચાલી ગઈ. થોડી વારમાં ગુલાબની ગાડીના ચાલ્યા જવાનો અવાજ પણ મરી ગયો. અને રાત્રિનાં ધસ્યા આવતાં અંધારાંમાં વીંટળાતો હાસમ ત્યાં જ, એમ જ બેસી રહ્યો.

'ચાલો જઈશું?' મેં એને કહ્યું. એણે સાંભળ્યું નહિ હોય—એ એમ જ બેસી રહ્યો. થોડી વાર રહી મેં એનો હાથ પકડીને ઊભો કર્યો.

એ સાંજ મરી ગયા પછી અમારી મિજલસની રાત પાછી કોઈ દહાડો પડી નહિ. હાસમ ત્યાર પછી ગુલાબને ઘેર કોઈ દહાડો ગયો નહિ. હું એને ત્યાં જતો. પણ મારા હાથમાં રમતી અને મારા દિલમાં વલોવાયા કરતી એ ગુલાબ ક્યાંક ખોવાઈ ગયેલી મને લાગતી. અમે એ જ અગાસી પર ઘણી બધી વાર બેસીને દારૂ પીતાં. એ જ આકાશ, એ જ પવનની પંપાળતી લહરીઓ, પણ ત્યાં એ દિલરુબાના વિખરાતા અને ભેગા થતા એક અને અનેક સૂરો માત્ર નહોતા. અને અમારી બન્નેની એકલતા અમને કનડવા લાગતી. ગુલાબ વધારે પીતી અને એને વધારે એકલું લાગતું. હું વધારે પીતો અને એને વધારે સતાવતો. પણ એ સતામણીમાં આકાશની મસ્તી કરતાં દારૂડિયાની બેકાબૂ બેશરમી વધારે હતી.

આખરે, ધીમે ધીમે, અમે પણ છૂટાં પડી ગયાં.

હાસમ પાસે હું ગુલાબની વાત કરતો ત્યારે એ કાંઈ જ બોલ્યા વગર સાંભળી રહેતો. અને મારી વાતને અંતે એ હમેશ હસતો એવું મારી તરફ હસી દેતો. એના એ હાસ્યનો અર્થ હું કોઈ દહાડો પામ્યો નથી. એ હાસ્ય પાછળ દુઃખ હતું, સંતોષ હતો, વિરક્ત ભાવ હતો કે નરી પોકળતા ભરી હતી એ હું હજી સમજી શકયો નથી.

અને પછી મરી જતી ઉનાળાની લાંબી સંધ્યા જેવો હાસમ

ધીમે ધીમે ઘસાતો ઘસાતો, દિલરુબા બજાવતો બજાવતો આખરે ઓલવાઈ ગયો.

હાસમ બહુ વિચિત્ર હતો. એની પર ન્યોચ્છાવર થઈ જનાર અને એને સમજનાર સુંદરીને એ ઉમળકાથી કે મરજીથી હાથ સુદ્ધાં અડ્યો નહોતો. 'મૂરખ જ ને?' એમ કોઈક વાર મને થતું. પણ કોઈક વાર એની આંખની ચમક એવી ભયંકર રીતે ગુલાબ પર તૂટી પડતી કે મારાં આલિંગનો ય એ નજરની ઉત્તુંગ ઉત્સુકતા આગળ શરમાઈ જતાં મને દેખાતાં. તો ક્યારેક ઉન્માદની એક અપૂર્વ પળે પણ એની આંખ નીચે ઘેરાતાં સંગીતનાં વાદળ વિખરાતાં નહિ. અને એ પળ રિસાઈને, ચીમળાઈને વહી જતી.

હાસમ કોણ જાણે શું હતો?–ગમે તે હોય પણ એક દિલરુબાનો આશક તો એ હતો જ–એ ન હોય તો હાસમ હાસમ ક્યાં હતો?

બપોરના પહોરે ઠંડી જરા ઓછી લાગે છે. પણ સૂરજ હજી ય દેખાતો નથી. પાછાં ફરતાં શંકર, હવે પહેલાંની જેમ મારી છેક નજીક, મારે ખભે ટેકાઈને ચાલે છે.

હું ઘેર પહોંચું છું.

જમીને પાસું ફેરવું છું પણ કંઈ ગમતું નથી સાત વરસ પહેલાંની મારી યાદની દુનિયા અને આજે હું જોઉં છું એ દુનિયા સાથે મારી સાંકળ સંધાતી નથી. અને એ બે ટુકડા વચ્ચે હું એક છૂટી કડી બનીને દૂર ફેંકાઈ ગયો છું એવું મને ભાસે છે! એવા નકામાપણાના ભાર નીચે દબાતો દબાતો હું ગૂંગળાઈ જતો હોઉં એવું મને લાગે છે.

વિચાર આવે છે અને હું બહાર નીકળી પડું છું! મેદાન, કોટવાળની વાડી, બાવળનાં ઝાંખરાં, પીરની દરગાહ, કબ્રસ્તાન, નદીનો સૂકાઈ ગયેલો કાંઠો, ગઢનો એ ભૂતિયો કોઠો, તળાવ અને ખાઈ, મહાદેવનું મંદિર અને ડુંગર! સાત વરસ પહેલાંનો કોઈ એક દિવસ બનીને, ઊગીને હું આથમી જાઉં છું! એક વાર લાગે છે કે હું સ્વસ્થ છું. પણ બીજી પળે મને વહેમ જાય છે કે એ તો નીચે ઘૂમરીઓ લેતી અસ્વસ્થતાની સ્વસ્થ દેખાતી સપાટી માત્ર છે.

એ વરસો પહેલાંની યાદ મને છેતરતી અને દગો દેતી લાગે છે. અને છતાં ય એ યાદ ખસતી નથી. એ મારી નજરને આવરી લે છે, મારા કાનને ભંભેરે છે, એ મારી લાગણીઓને ઊંડે અને ઊંડે ધકેલે છે કે જ્યાં અંધકાર છે અને અંધકારના ન ઓળખાય એવા અમાનુષી અવાજો ગર્જે છે. હું એમાંથી છટકી જવા મથું છું અને ઊંડે અને ઊંડે, જ્યાંથી હું પાછો ય નહિ ફરી શકું એ તરફ લથડિયાં ખાતો ધસ્યે જાઉં છું.

ત્યાં માઘ મહિનાનું માવઠું શરુ થાય છે. મેલાં વાદળાં અને અંધકારનો ભાર ધરતી પર ઢળી પડે છે. હું ઘેર પહોંચ્યું છું. ત્યાં નાનાં નાનાં ફોરાં વરસવા મંડી પડે છે. સાંજ આવ્યા વગર રાત ઊતરી પડે છે.

હું જમીને બીડી પીતો, હાલો હાલો બત્તી તરફ જોઈ રહ્યો છું. ભાઈ કોઈક ચોપડીનાં પાનાં ઉથલાવે છે. ત્યારે માશી ફરી એ જ પ્રશ્ન પૂછે છે:

'કાંઈક વાત તો કર, મોટા! કયાં આખડી આવ્યો આટલાં વરસ?'

ભાઈ ચોપડી બંધ કરીને મારી સામે તાકતો પલાંઠી વાળીને, સ્વસ્થ થઈને બેસે છે. મેડીની બારી પવનને ઝપાટે અફળાય છે. બહાર તોફાન અને વરસાદની ઝડી વરસે છે.

હું બન્નેની નજર આડે ચૂપકીની ઢાલ ધરું છું.

'નહિ કહે?'

'શું કહું, માશીબા?'

'અરે! કંઈક તો કહે—કંઈક નવું, કંઈક સાંભળવા જેવું!'

અને માશીની આંખમાંથી ઉતાવળથી અને સહેલાઈથી આંસુઓ વહી નીકળે છે.

મારે અહીં નથી રહેવું. તું જ્યાં જાય ત્યાં અમને લઈ જા—નહિ તો તું આવીને અહીં રહે! મારે અહીં નથી—નથી જ રહેવું! આ ઘર કેવડું મોટું છે, ખબર છે?

આ મેડી, ઓસરી, રાંધણિયું, નીચે ચાર ઓરડાં, ભંડારિયું, આંગણું, કૂવો, ડેલી! અને આ ઘરમાં આપણે કેટલાં બધાં હતાં? કયાં કોઈનો અવાજે ય સંભળાતો? કૂવાનું પાણી ય ખૂટી જતું અને આંગણું ભીનું ભીનું રહેતું. આજે એ ઘરમાં હું એકલી એકલી બાવી જેવી ફર્યા કરું છું. રાત પડે અને નાનો મેડીએ સૂઈ જાય ત્યારે મને ઊંઘ નહિ આવે અને આખું ઘર મને ભરખવા દોડે છે! કેટલા બધા ઓરડા, કેટલા બધા ખૂણાઓ અને કેટલું બધું અંધારું! આવડી મોટી ઓસરીમાં હું સૂતી હોઉં ત્યારે કોઈક અર્ધ રાતે મને લાગે છે કે ખૂણા ખૂણામાંથી ઊભા થતા પિતૃઓ બોલે છે! અને બધા જ મને કહેતા લાગે છે: 'તું હજી બેઠી છો?' અને માશીબા છૂટથી રડી દે છે! એમનું દુબળું અને નાનકડું શરીર હાલી ઊઠે છે!

બહારથી ધસી આવતો પવનનો એક ઝપાટો ઓસરીની બારીને અવાજ સાથે ખોલી દે છે. અને તોફાનના અવાજ વચ્ચે પણ હું બહાર માણસોનો કોલાહલ સાંભળું છું.

'શું છે એ?' કહેતો મારો નાનો ભાઈ 'ટૉર્ચ' લઈ બારી આગળ ધસી જાય છે. હું એની પાછળ દોડીને પહોંચું છું.

'ટૉર્ચ'નાં અજવાળાંમાં જોઉં છું તો કોઈ એક જણને ચાર વ્યક્તિઓ માર મારી રહેલ છે. એક જણ એને જમીન પરથી ઊંચકીને ઊભો કરે છે. કોઈ એને ધોલ મારવા જાય છે, તેને ત્રીજું કોઈ અટકાવે છે. માટીથી ખરડાયલું એનું મોઢું હું ધારીને જોઉં છું. 'અરે આ તો **શંકર**?'

'એ જ વળી!' ભાઈ જવાબ આપે છે. 'વલણ નહિ ચૂકવ્યું હોય એટલે માર ખાવો પડે ને?'

'શાનું વલણ?'

'કેમ?—છક્કાપંજાની બેટીંગનું! **શંકર** બીજો શો ધંધો કરે છે? બેટીંગ ખાય છે, દારૂ પીએ છે અને...'

માશીબા ઓસરીમાંથી રાંધણિયામાં જતાં રહે છે, હું બારી બહાર નજર કરું છું અને 'ટૉર્ચ'નું અજવાળું ફેંકું છું તો ત્યાં હવે કોઈ દેખાતું નથી.

સૂઈ જવા હું પથારી પર પડું છું અને હું આંખ મીંચીને એક સ્વપ્ન રચું છું. જાણે હું અહિંથી વિદાય લઈ રહ્યો છું. મને કોઈ મૂકવા આવતું નથી. એ જ શેરીઓ અને એ જ બજારો વટાવી, એ જ ધૂળ ઉરાડતો અને રેતીમાં પગલાં પાડતો હું અહિંથી જતો રહું છું. નાનકડી હોડકીમાં મારો સામાન મૂકી એક પગ એની ધાર પર ટેકવી બીજો પગ જમીન પરથી ઊચકી લેવાનું કરું છું ત્યાં...

પવનનાં સખત ઝાપટાં હેઠળ ઉપરના લીંબડાની એક ડાળ મેડીની છત પર તૂટી પડે છે. ચમકીને હું બેઠો થઈ જાઉં છું. અને શું થયું એનો ખ્યાલ આવે એ પહેલાં મારી યાદનાં અંધારાં મને આવરી લે છે. હું ઊંડો અને ઊંડો ઊતરતો જાઉં છું. 'ક્યાંક ભાગી જાઉં તો?' એમ થાય છે ખરું! પણ મારે માટે બીજો રસ્તો ક્યાં છે? હું ઊંડો અને ઊંડો ઊતરતો જાઊં છું!

---

# અમે

હું અને મારો દોસ્તદાર બન્ને પીધેલા હતા. જુહુના રસ્તા પર, નાના પથ્થરોને ઠોકરે ઉરાડતા, મોટા પથ્થરો પર ઠોકર ખાતા અમે ચાલ્યા જતા હતા.

અમે પીધેલા હતા, પણ પીનારા નહોતા. અમે અમારી જાતને સુધરેલામાં સુધરેલા—નફ્ટમાં નફ્ટ કહેવડાવતા. છતાં, કોઈ અમને 'પીનારા' કહે એની અમને કશી પડી નહોતી. અમે કોઈક વખત પીતા—બસ પી જ લેતા !

પણ મારે અત્યારે પીવાની બદી ઉપર કંઈ નિબંધ નથી લખવો. અત્યારે તો, અરધી રાતના જુહુના દરિયાકિનારે બનેલા એક બનાવના અનુભવો મારી ફાઉન્ટન પેનની શાહીને ગૂંગળાવી રહ્યા છે. અને ફરી, પરવશ બની, હું બીજી વખત પીવા દોડું તે પહેલાં પહેલા પીણાનો અનુભવ મને હોંસમાં કહેવા દો !

હું અને મારો દોસ્તદાર બેઉ જુહુ તરફ ચાલ્યા જતા હતા. રાતના દશ વાગી ગયા હતા. અને એ કંઈ ચાંદની રાત નહોતી. અંધારું કળામય હતું. એને અઢેલીને, એની ટાઢી હૂંફમાં લથડિયાં ખાવાની મજાહ પડતી હતી.

અરધી રાતના, જુહુ પર, અમારું કંઈ દાટ્યું નહોતું. અમારે ત્યાં પહોંચવાની કશી જ ઉતાવળ નહોતી—પહોંચીએ તો ઠીક, ન પહોંચીએ તો કંઈ વાંધા જેવું નહોતું. પગ એ તરફ વળ્યા અને અમે 'ઊપડ્યા.'

'બોલતો કેમ નથી ?' મારા દોસ્તદારે મને પૂછ્યું.

'બસ—અમસ્તો જ !' મેં કહ્યું.

'હેં !'

હું ચુપ રહ્યો.

'તું ખલાસ થઈ ગયો છે !' મારો દોસ્તદાર ફરી બોલ્યો, 'તું પીને ખલાસ થઈ જાય છે ત્યારે ચુપ રહે છે.'

'અને તું પીને બોલ બોલ કરે છે એ મને પસંદ નથી—આજે તો જરા ય પસંદ નથી. મને મારી પર, તારી પર અને આ સંતરા જેવી ગોળ દુનિયા પર નફરત આવી છે.'

'હું તને એમ પૂછું,' કહેતાં મારા દોસ્તદારે મારો હાથ પકડ્યો. હું છંછેડાઈ પડ્યો.

'મારો હાથ જવા દે!' હું જરા જોરથી બોલ્યો. 'હું તારી જોહુકમી સહી લેવા તૈયાર નથી!'

એણે મારો હાથ જતો કર્યો. એ મારી વર્તણૂકથી વધારે પડતો ટેવાયલો હોઈ એણે એ બાબત કશો વાંધો ઊઠાવ્યો નહિ. એણે પૂછ્યું:

'તું જીવનને ક્યા ખૂણેથી જુએ છે એ જ મારાથી સમજાતું નથી.'

આની લવલવથી કંટાળેલો હોવા છતાં મેં એને જવાબ વાળ્યો :

'હું પીઉં છું ત્યારે જીવનના બધા ખૂણા ખસી જાય છે અને એ ન સમજાય એવું ગોળ બની જાય છે.'

આ વખતે દૃઢતાથી એણે મારો હાથ પકડ્યો: 'નહિ—તારો હાથ હું નહિ જવા દઉં. મારી વાત એક વાર સાંભળી લે. તારે ચુપ રહેવું હોય તો ભલે ચુપ રહે. પણ ઉડાઉ જવાબ ન આપ!'

'હું ઉડાઉ જવાબ નથી આપતો. હું પીઉં છું ત્યારે જીવન પરની પકડ હું ગુમાવું છું. મને લાગે છે કે અત્યાર સુધી હું જેને જીવન સમજી પકડી બેઠો હતો એ તો ખાલી બાચકું હતું. અને મને વહેમ જાય છે કે જેને પહોંચી વળવા હું અત્યારે મથી રહ્યો છું એ ય આખરે ધુમાડાનો ગોટો જ નીવડે! તો પછી આ દોડાદોડી, હું, તું, તેઓ, આપણે બધા, આપણી આસપાસ જમા થયેલી રચનાનો અર્થ શો છે? આખરે, આપણે જીવીએ છીએ કે આપણને જીવાડવામાં આવે છે?

'એટલે કે...'થી શરૂઆત કરતો મારો દોસ્તદાર ચર્ચા ઊપાડી લેવા માગતો હતો. એને મેં રોક્યો. 'બસ! મારે તારી જોડે વાદવિવાદમાં નથી ઊતરવું. હું મૂરખ આટલું બોલતાં જ બોલી ગયો.' અને અંતે ઉમેર્યું 'લે—આપણે દરિયાકિનારે આવી પહોંચ્યા.'

એ વખતે કેટલા વાગ્યા હશે? પણ અમને પીધેલાઓને સમયની ક્યાં પરવાહ હતી?

હું માનતો હતો કે હું જીવન પરનો કાબૂ—મારી ઓરડીનાં તાળાંની ચાવી ગુમાઈ જાય એમ—ગુમાવી બેઠો હતો. જીવનની આજની એક રાત જીવન બહાર રહે જ છૂટકો!

રેતાળ કિનારાને દરિયો આળસભરી માદક થપાટો મારી રહ્યો હતો. એની પાછળ તાડનું જૂથ ચુપકીથી, ચોરીથી, એ સંવનન જોઈ રહ્યું હતું. વાતાવરણ આળસભર્યા મદથી તપી રહ્યું હતું.

અમે ચાલ્યા જ કર્યું.

મારા દોસ્તદારે મારે ખભે હાથ નાખ્યો અને બની શકે એટલું ધીમું બોલ્યો: 'આજની રાત પ્રેમ કરવા જેવી છે.' એણે એક નાટકી નિઃશ્વાસ છોડ્યો.

હું એમ કહું કે આજની રાત પ્રેમ કરવાને નાલાયક હતી તો એ મારી જોડે વિવાદમાં ઊતરવા તૈયાર હતો. મેં ચુપકી સેવી. પણ બકવાદના કંટાળા જેવી જ ચુપકીની છેડતી અસહ્ય નીવડી.

હું મારા વિચારોની જાળમાંથી બચવા મથી રહ્યો. ત્યાં મારા દોસ્તદારે એવો જ બીજો, મને સંભળાય એવો, નિઃશ્વાસ છોડ્યો અને મારી સામે જોયું.

મને ગુસ્સો ચઢ્યો.

'તું પ્રેમ કરી શકે ખરો કે?' મેં નિર્દય બનીને પૂછ્યું.

'જરૂર—' અને એ ચપળતાથી દૂર ઊભો રહ્યો. 'જો, એની અદા કરી બતાવું!'

'બસ—બસ! હું હાર્યો.' મેં કહ્યું 'અહિં બેસી જવા વિષે તારો શો મત છે?'

અમે બેઠા. બેસતાં બેસતાં એણે પૂછ્યું 'ગયા રવિવારે આપણે ક્યાં બેઠા હતા?'

મને મારા દોસ્તદારની અસહાનુભૂત ઉદ્ધતાઈ તરફ તિરસ્કાર છૂટ્યો. મેં કહ્યું 'હું સમજી શકું છું કે તું મને ઉશ્કેરવા, ગુસ્સે કરવા માગે છે પણ...'

'પણ તું ઉશ્કેરાય છે જ શું કામ? મેં તને એવું પૂછ્યું પણ શું છે?'

મારો અણગમો બતાવવા હું રેતી પર સૂઈ ગયો અને એની તરફ પીઠ ફેરવી.

રાત વધારે ગંભીર બની હતી. ઉકળાટ વધતો હતો. રેતાળ કિનારાના ફિક્કા હોઠો પર દરિયાનાં મોજાંઓની દંતકળીઓ હસી હસીને ચુંબન વરસાવી રહી હતી.

મને વહેમ જતાં મારા દોસ્તદારને મેં પૂછ્યું:

'શું કરે છે?'

'પીઉં છું!'

'હેં!'

'હા—આજે મને તારા પર નફરત આવી છે, એટલી બધી કે હોંશમાં પણ હું તારું મોઢું નથી જોવા માગતો. તું સ્વાર્થી છો. કોઈ એક ઉલ્લુ, એક બદમાશ વેશ્યા પાછળ હેરાન થઈ જાય એમ તું તારી પોતાની લાગણીઓ પાછળ પરેશાન થઈ ગયો છો. મારી લાગણીઓ તડકે સુકાય અને મારો અભિપ્રાય ઉકરડે જાય એની તને પરવાહ નથી. બસ!' એણે એક નાટકી અદા કરી. 'બસ, તારી સાથેની મારી વાર્તાનું આજે 'સમાપ્ત' આવી ગયું!'

'સારું' મેં કહ્યું 'મારા એકલાની વાર્તાની આજે 'પ્રસ્તાવના' શરુ થશે!'

મેં એની તરફ ફરી પીઠ ફેરવી, અને હું વિચારોની જાળમાં ફસાઈ પડ્યો.

આકાશ ઉષ્માભરી સુસ્તી વરસાવી રહ્યું હતું. રાત આગળ વધી રહી હતી. મારા જીવનની ઘડીઓ કપાતી હતી.

આજની રાત જીવન બહાર રહે જ છૂટકો. પણ હું મૂરખ, પીને, જીવનમાં કેમ નથી પેસતો? મને શા માટે બીક લાગે છે? કોની બીક લાગે છે? ન પીધેલા જીવનની ઘડીઓ ઘડિયાળના કાંટાથી કપાતી ફોગટની વહી જાય છે. અને પીધેલા જીવનની ઘડીઓનો સીમાડો જ નથી—એ સમયથી પર ઊડતી વહી જાય છે. જાણે મૃત્યુ એટલી ઘડીઓ આગળ વધતું થંભી ગયું હોય ને! છતાં પીને હું કેમ કોઈને મોઢું બતાવતાં ડરું છું? મને પીવાની બદી પડી છે એમ ભલે ને લોકો કહે. હું લોકોમાંનો એક નથી. પીને હું તો સીમાડા તોડી આગળ ધસું છું, અંધારાંનાં ફૂલ વીણી અજવાળામાં લાવું છું. પીને જતો હું કૃતિ મટી કર્તા બનું છું અને સમૃદ્ધિ વરસાવી રહું છું. હું મૂરખ કેમ કરીને ડરતો ફરું છું?'

સૃષ્ટિ આજે પીને ચીકાર બની હતી. દરિયા અને આભને ઘેર વર્ષાનાં વાદળ મહેમાન બન્યાં હતાં. રંગ જામવા લાગ્યો હતો. વાતાવરણ બનાવોની આગાહી કરતું તંગ બન્યું હતું.

જીવનમાં હું આજે એવો તો એકલો પડી ગયો હતો કે હવે મને બીજા કોઈની જરૂર ન જણાઈ. હું એક જ વિસ્તાર પામી શૂન્યને ભરી દેવા ઇચ્છતો હતો. મેં આંખો મીંચી અને મારા વિચારોના સીમાડાઓ ગળી ગયા.

હું એમ જ પડ્યો રહેત. પણ મારી બાજુમાં મેં સુંવાળી હૂંફ અનુભવી. વિસ્મયથી આંખો ખોલીને મેં જોયું તો મારી બાજુમાં મેં એક સ્રીને બેઠેલી જોઈ.

હું ચમકીને સફાળો બેઠો થઈ ગયો.

'આ શું? મારો મિત્ર ક્યાં?'

'અહિં બીજું કોઈ જ નહોતું' સ્રીએ જવાબ આપ્યો. અને મારી આંખોમાં એણે નજર ઢાલવી. એના અવાજનાં મોજાંઓ ભવિષ્યની સ્મૃતિ બની જવા, જરા વાર ટહેલી રહ્યાં.

એની તરફ જોતાં હું મારા દોસ્તદારને ભૂલી ગયો.

'તું કોણ છો?' મેં પૂછ્યું.

'સ્ત્રી !'

'તારું નામ શું ?'

'નામ જાણીને શું કરશો ? એ જરા કોમળ હસી 'સ્ત્રી છું એટલું બસ નથી ?'

'તું સ્ત્રી છો એની મને પરવાહ નથી !' મેં કહ્યું 'પણ તું એકલી અહિં કેમ આવી ચઢી ? તને બીક નથી લાગતી ?'

'લાગે છે,' કહેતાં એણે પોતાના શરીરને ગજબની અદાથી સંકેલ્યું. 'એટલે જ તો તમારી બાજુમાં આવી બેઠી.'

મેં એની સામે જોયા કર્યું. એણે લીલા રંગની કિનાર વગરની સાડી પહેરી હતી.

એની દૃષ્ટિ સાફ અને બાલિશ કુતૂહલભરી હતી. એનાં અંગની રેખાઓ કળાભર્યા વળાંક લઈ રહી હતી.

'તને કોની બીક લાગે છે ?' મેં પૂછ્યું.

એણે પહેલાં તો જવાબ ન આપ્યો. અને માથું ઢાળી દીધું. મેં એક જબ્બર ઉમળકાને આવતાં રોક્યો. જરા વાર રહી એણે ઊંચે જોયું. એની દૃષ્ટિ દરિયાની સપાટી પર કેટલે ય દૂર દોડી ગઈ.

'મને નથી ખબર પડતી !' એણે વાળની એક મસ્તીખોર લટને સમારી 'મને એકલું એકલું લાગે છે.'

હું અત્યારે પીધેલો ન હત તો એના આ કથનને આમંત્રણનું સૂચન સમજી એને ભેટી પડત. પણ અત્યારે મારી પોતાની એકલતા જ મારું દર્દ બની હતી.

'ખરે જ તું કોણ છો ?' મેં કહ્યું 'અરધી રાતના એકલી આવી તું સંકોચ વિના મારી બાજુમાં બેસી ગઈ ! તું લાજ, શરમથી પર છો !'

એણે મારી સામે જોયું. એ કેટલી કમનીય હતી !

'હું નિશ્ચય કરીને નીકળી છું.'

'તો ડરે છે શા માટે ?'

'એ જ તો હું તમને પૂછું છું!' કહેતાં એનો જમણો હાથ મારા ખભે આવતો રહી ગયો.

'કહો ને?' મને લાગ્યું કે એની વિનવણીમાં સર્વસ્વ લઈ લેવાની તાકાત હતી.

'તું તારી જાતથી જ ડરે છે?' મેં કહ્યું.

'મને કશું ગમતું નથી! આવું આ વાદળઘેર્યું આકાશ, ભયંકર ચુપકી અને આ ઠંડી શાન્તિ પાછળ દોડ્યું આવતું તોફાન! મને લાગે છે કે મને કોઈક કચડી નાખશે!'

'તું એમ નથી માનતી,' મેં કહ્યું 'કે આકાશ હમણાં ખુલી જશે અને એ તારકોનાં જૂથ, ફરી પાછાં, ઉલ્લાસભરી રીતે દરિયાના પાણીમાં ડોકાઈ જશે? એમ ન બનવાનું હોય તો પણ એમ માનતાં તને કોણ અટકાવે છે? ખરી વાત તો એ છે કે તેં તારી જાતને ખરબચડી રીતે વિસ્તારી છે, અને તેમાં જ તું ભૂલી પડી છે.'

'એ ભ્રમણાથી હું કંટાળી ગઈ છું.'

'એ ભ્રમણામાં તારો વિશ્વાસ જ નથી.'

ઠંડી રેતી પર એ વધારે સંકોચાઈને બેઠી. અને આગળ બોલતાં પહેલાં ધીરે રહીને ટટાર બની. 'પેલાં ઉપરનાં તાડ જોયાં? એની પાછળ મારો બંગલો છે. એના ઉપરના માળની બારીએ બેસીને મેં એવી ભ્રમણાનો આનંદ બહુ ભોગવ્યો છે. આંખના એક પલકારામાં જીવન ભૂલી ગયાનું સુખ અને સંતોષ અનુભવવાની મારામાં તાકાત છે. પણ આટલી સહેલાઈથી પ્રાપ્ત કરી શકાય એ સુખની પંક્તિ શું—એનાં મૂલ્ય કેટલાં? એ સુખ ભોગવીને હું પ્રજ્ઞ બની—અને આખરે ભાન થયું જ કે જે મેં મેળવ્યું છે એ કંઈ સર્વસ્વ નથી. મેં તો ફક્ત ભ્રમણાનો સીમાડો ઓળંગ્યો છે!'

'અને હવે,' મેં કહ્યું 'તું ચિરંજીવી ભ્રમણાની શોધમાં બહાર પડી છો?'

'એમ કહેવું હોય તો એમ કહો—જે ભ્રમણામાંથી હું ન જાગી શકું એ મારું સત્ય !'

'ત્યારે તું ડરે છે કોનાથી ?'

'ફરી ફરી એ સવાલ શા માટે પૂછો છો ?'

હું મૂંઝાઈ ગયો. મેં સચોટપણે એની આંખોમાં જોવા પ્રયત્ન કર્યો. પણ એની કીકીઓ એના પ્રશ્નની વ્યગ્રતાથી બળી રહી હતી. મારી મૂંઝવણમાંથી બચવા મને ગુસ્સે થવાનું સૂઝયું.

'તું સ્વયં ભ્રમણાની પ્રતિમૂર્તિ છો. તું મને ભરમાવી રહી છો.' મેં ઝડપથી એના ખભાને પકડ્યો અને જોરથી દાબ્યો. 'આખરે તું છો કોણ ? શા માટે તું મને તારા પડખાની ગરમી આપી રહી છો ? મને એ જાતનું સુખ નથી જોઈતું. હું ફૂટપાથનો વતની છું. એની ધૂળકાંકરીભરી ઠંડી મારું જીવન છે. મને તારા બંગલાની ઉષ્મા નથી જોઈતી. મને મારી રીતે મારો પ્રદેશ ખેડવા દે !'

'હું પણ એક પ્રદેશ ખેડી રહી છું.' એણે એવી જ નિશ્ચયભરી શાંતિથી કહ્યું. 'હું મારી રીતે, તમે શોધો છો એ જ વસ્તુ શોધવા મથી રહી છું. તો પછી તમારો સાથ હું કેમ ન માગું ?'

'મારો સાથ તું નહિ સેવી શકે. હું જબરો પીનારો છું.'

'તમે એકલા પડવા માટે પીઓ છો. હું સ્વભાવે જ એકલતાભરી છું.'

રાત ખૂબ જ આગળ વધી ગઈ હશે. આખરે હું ક્યાં હતો ? જ્યાં હતો તે સ્થળમાં અને તે સમયમાં આ સ્ત્રી સંશય ઉપજાવી રહી હતી. અને મને ખરેખર વહેમ ગયો કે હું જોઈએ ત્યાં નહોતો.

ઉપર, જીવન અસંખ્ય તેજકણોમાં વેરાઈ ગયું હતું. એને એકઠું કરવા મારી દૃષ્ટિ દોડી ગઈ ત્યારે મને મારા અસ્તિત્વમાં પણ શંકા આવી.

જો હું 'હું' હતો જ તો હું ખરેખર ગુમાઈ ગયો હતો ?

'તારી એકલતા તને સાલે છે—ખરું ને ?' મેં એને મહાત કરવાનો છેલ્લો પ્રયત્ન આદર્યો.

'કોઈક વખત!'

'શા માટે?'

'મારી સાથે કોઈક હોય તો મારી એકલતાની સીમા બંધાય. નહિ તો અસીમ એકલતા જ કદરૂપું સત્ય બની જાય છે.'

'એ સત્ય શું ખોટું છે?'

'એકલતા બધે જ સરખી છે. એ અસીમ બને એટલે જ્યાં જાઓ ત્યાંના જ ત્યાં. અને–' એ ફરી ટટાર બેઠી, 'મારે તો એક પછી એક સીમાડાઓ ઓળંગવા છે!'

'આખરે તો કોઈ એક એવી જગા આવશે કે જેને સીમાડો જ નહિ હોય.'

'તમને શી ખબર?' કહેતાં એ પાછી સંકોચાઈ અને પછી હસી પડી.

હું પણ હસ્યો. જરા વાર અમે બન્ને ચુપ બેઠાં. એની નજર આગ વરસાવી રહી હતી, એની અસર નીચે મારી ઠંડી પ્રકૃતિ ઠંડી જ રહેવા ફાંફાં મારી રહી. હું અસહ્ય મૂંઝાયો.

'તું હવે શું માગે છે મારી પાસેથી?'

એણે જવાબ આપવાને બદલે મારી સામે જોયા કર્યું અને મંદ, કોમળ હસી. આખરે કહ્યું, 'કહેવાની જરૂર છે?'

'હા–હું તને સમજી શકતો નથી.'

'એટલા માટે જ હું તમારો સાથ માગું છું. હું પણ તમને નથી સમજી શકતી. સમજવાનો પ્રયત્ન પણ નહિ કરું!'

'તું વિચિત્ર છો!'

'નથી! હું તમને નથી સમજી શકતી ત્યાં સુધી મને તમારો આશરો છે–તમારી દુર્લભતા નીચે હું સુરક્ષિત બની જઈશ.'

એ મારી બાજુમાં વધારે નજીક આવીને બેઠી. એનો ખભો મારા ખભાને અડી ગયો. હું મુગ્ધ બની એને જોઈ રહ્યો.

'મને સાથ કાં ન આપો? એકબીજાના સાથી બનીને પણ આપણે પોતપોતાના માર્ગે જઈ શકીશું. તમે તમારી રીતે તમારા માર્ગે, હું મારી રીતે મારા માર્ગે.'

મારી પીઠ ઉપરથી સરતો એનો હાથ ધીરે રહીને મારા ગળે વીંટાઈ ગયો. અને એક બેબાકળી ઝડપથી એણે મારા ખભે માથું ઢાળી દીધું. અને નિઃશ્વાસ જેવું બબડી 'અહા ! મને ફક્ત હું જઈ શકું એટલે સુધી કોઈકનો સાથ મળે!' જરા વાર એ એમ જ પડી. હું મૂરખ મારી અકળામણનો શિકાર બની ગયો હતો. બીજી પળે એણે માથું ઊંચક્યું. મેં એની આંખોને મારી નજરથી આવરી લીધી. એની આંખોમાં છલછલિયાં ઊભરાયાં. એના કંપિત હોઠ મારા ગાલને અડું અડું કરતા અડી પડ્યા.

મેં આંખ મીંચી. મારા હૃદયના ધબકારા લમણે વાગી રહ્યા. ધરતીનો ટેકો મેળવવા હું નીચો નમ્યો અને હાથ પસાર્યા.

—અને બીજી પળે દરિયાનાં મોજાંઓને મેં હસતાં સાંભળ્યાં. ઠંડા પવનની એક લહેર મારા ગાલને મશ્કરીભર્યું અડી જતી રહી.

મારો દોસ્તદાર અચાનક જાગી ઊઠ્યો. 'અરે—એ !' એણે કહ્યું 'શું વિચાર છે?' હથેળીઓ પર ચોંટેલી ધૂળ ખંખેરતો હું બેબાકળો બની એની તરફ જોઈ રહ્યો. મને કશી ગમ પડી નહિ. મેં આંખો મીંચી ને ઉઘાડી એટલી વારમાં પેલી ક્યાં જતી રહી? અને મારો મિત્ર ક્યાંથી આવી ચઢ્યો?

'શું છે?' મારા દોસ્તદારે પૂછ્યું.

'મને કોઈક ઊંચકીને પાછું અહિં પછાડી ગયું કે તું ક્યાંક ભાગી ગયો હતો? અને એ ગઈ ક્યાં?'

'કોણ ક્યાં ગઈ? હું અહિં જ સૂતો હતો.'

'નહિ—નહિ, તું અહિં નહોતો!'

'તું આમ વાત નહિ ઊડાવ' મારા મિત્રે ફરી મારો હાથ પકડ્યો.

'હું સૂઈ ગયો હતો એટલી વારમાં તેં શું પરાક્રમ કરી લીધું? એ કોણ અહિં આવી હતી?'

મારા હૃદયના વધી ગયેલા ધબકારા ન છૂટકે હેઠા પડ્યા. મારાથી એક લાંબો નિઃશ્વાસ છોડાઈ ગયો.

'ઓ દર્દે દિલ,' મારા મિત્રે કહ્યું 'વાત તો કર!'

'શું વાત કરું? એ તો સ્વપ્નું હતું!' મેં કહ્યું. 'એણે લીલા રંગની કોર વિનાની સાડી પહેરી હતી. જરા પાતળી, ચપળ અને ગમી જાય એવી હતી. એણે પોતાનું નામ જણાવ્યું નહિ. અને નામ સાથે મારે નિસ્બત પણ શું?'

'તું ખરો!'

'એ મને પોતાનો સાથી બનાવવા માગતી હતી!'

'હાય, હાય!' એ હસ્યો 'તું તો એના પર મોહી પડ્યો હોઈશ!'

મારા મિત્રને મારી વાત પર ફક્ત હસવાનું જ સૂઝયું. એક તો એને મારી પર હસવાની ટેવ હતી—એ હસતો ત્યારે ખરબચડું હસતો, અને મારી તબિયત બગડી જતી.

'ચાલ જઈએ.' મેં સૂચવ્યું.

'ક્યાં?'

'ઘેર.'

'ઘેર?'

'હા—ઘેર,'—ઘર તો હું ભૂલી જ ગયો હતો.

અમે ઊઠ્યા. ઊઠતાં ઊઠતાં મારો મિત્ર બોલ્યો 'મને તારામાં—તારા આખા માનસિક બંધારણમાં જ વિશ્વાસ નથી. તું કહે છે કે એ સ્વપ્નું હતું પણ એ તારા સ્વપ્નની પ્રાપ્તિ પણ હોય કદાચ! અને તું પહેલી પંક્તિનો મૂરખ છો. એ જાગૃતિને તેં સ્વપ્નું સમજી પાછી ધકેલી હશે.'

જે કંઈ બન્યું હતું એની પર હવે તો મારે નિઃશ્વાસ જ છોડવા રહ્યા. મેં જિંદગીમાંથી કંઈક, કોઈક દહાડો ગુમાવ્યું હોય તો તે આજે ગુમાવ્યું હતું. મારી અનુભવની મિલકતમાં જાણવાજોગ વધારો થયો હતો.

'અને હવે ?'

આજના અનુભવોને મારે એકઠા કરી સુવ્યવસ્થિત રીતે ગોઠવવા હોય તો અત્યારે મારે કશો જ વિચાર કરવો જોઈએ નહિ.

સ્વસ્થ થવા હું પરાણે ટટાર થયો અને આસપાસ જોવા માંડ્યું.

જરા દૂર, દરિયાના પાણીમાં મેં એક પેટ્રોમેક્ષ બત્તીને ઊતરતી જોઈ.

આજની રાત બનાવો જ બનવાના હતા કે શું? અને આ કોના જીવનનો અજોડ બનાવ બની રહ્યો હતો ?

મારો દોસ્તદાર પણ થોભી ગયો. 'ત્યાં કશુંક છે.' એણે કહ્યું, 'ચાલ તો !'

મારા મિત્રને પાંચે ઇન્દ્રિયોથી અનુભવી શકાય એવી વાસ્તવિકતામાં બનતા સનસનાટીભર્યાં બનાવોમાં રસ લેવાની ટેવ હતી. પણ એ માટે મને કંઈ આકર્ષણ નહોતું. મારી મનની દુનિયામાં મારી ઇચ્છાનુસાર બનાવો નિપજાવતો, મારી અંતરની રંગભૂમિ પર હું નટ હતો અને હું જ પ્રેક્ષક હતો !

કારણ કે અત્યારે મારે વિચારોમાંથી બચવું હતું એટલે અસ્પૃશ્ય કુતૂહલથી હું મારા મિત્ર પાછળ ઘસડાઈ ચાલ્યો.

અમે આગળ વધ્યા. મેં દૂરથી જોયું તો બે પુરુષો કોઈ વસ્તુને પાણીમાંથી બહાર ઢસડી રહ્યા હતા. અમે એમની છેક નજીક પહોંચ્યા ત્યારે ચારપાંચ જણ કૂંડાળું વળીને ઊભા હતા.

મેં એમના ખભા ઉપરથી નીચે જોયું તો એક સ્ત્રી બેભાન ઊંધી પડી હતી. એનાં કપડાં ભીનાં હતાં અને એણે લીલા રંગની કોર વિનાની સાડી પહેરી હતી.

મને આંખે અંધારાં આવ્યાં. મારા દોસ્તદારે મારો ખભો પકડીને મને ટેકો આપ્યો. મારા કાનમાં એણે પૂછ્યું. 'એ તો નહિ?'

મેં એને કંઈ જવાબ વાળ્યો નહિ.

ટોળામાંથી એક જણ બોલી રહ્યું હતું:

'એ બહાર નીકળી હશે ત્યારે વાડીનો દરવાજો મેં ઊઘડતો સાંભળ્યો. પહેલાં તો મેં બારી બહાર જોયું, પણ કશું દેખાયું નહિ. પછી બત્તી કરીને મેં જોયું તો એનો પલંગ ખાલી હતો.' એ જરા વાર ચુપ રહ્યો. હું જાણી ગયો કે એ આંસુઓ રોકવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. અને ફરી પાછો એ બોલ્યો ત્યારે એના ગળામાં ડૂમો ભરાયો 'આપણે મોડા પડ્યા!'

એ આગળ બોલી શક્યો નહિ. એણે પીઠ ફેરવી દીધી.

મારાથી વધારે વાર રહેવાય એમ નહોતું. બે જણ વચ્ચેથી જગા કરી હું નીચો નમ્યો. એને ખભેથી ઊંચકીને મેં ચતી કરી ત્યારે એ સ્પર્શ માત્રથી મારાં ગાત્ર ગળવા લાગ્યાં.

એ સ્ત્રીમાં ચેતન ક્યાં હતું?

એનાં કપડાંનું કંઈ ઠેકાણું નહોતું. ભીના વાળ પર રેતી બાઝી પડી હતી. પણ મારી નજર તો એની આંખો પર ચોંટી ગઈ હતી. જો એ એ જ હોય તો એનાં નયનોની આગ બુઝાઈ ગઈ હતી. અને એ આગ વગર હું એને કેમ કરીને ઓળખું—કેમ અનુભવું?

હાથ ખંખેરતો હું ઊભો થઈ ગયો. બધાએ મારી તરફ જોયું. અને મારાથી એક નિઃશ્વાસ નખાઈ ગયો. એક જણે હાથ વચ્ચે માથું નાખી દઈ ઉછકારે રડી દીધું. બીજો એક બોલ્યો 'મને વહેમ હતો કે કોઈક દહાડો એ આવું કંઈક કરશે. એ બહુ વિચિત્ર હતી!'

હું અને મારો દોસ્તદાર, અમે પાછા ફર્યા. એણે મારો ખભો દાબતાં પૂછ્યું:

'એ જ હતી કે?'

'મને કશી ગમ નથી પડતી!' મેં કહ્યું 'એણે એક વખત આંખો ખોલી હત—ફક્ત એક વખત!!'

અમે ચાલ્યા કર્યું. અને મને એમ થયું કે અમે ચાલ્યા જ કરીએ! કોઈ એકને ઘડીમાં મેં આપ્તજન માની લીધું અને ઘડીમાં ગુમાવ્યું.

એને ગુમાવવાનું દુઃખ પણ કેવું મોટું અને કેવું મીઠું હતું? આંખ પલકારો મારી જાય એટલી વારમાં કેવું મહાન જીવન જીવાઈ ગયું?

અમે તાડની ઘટા નીચેથી પસાર થતા હતા. મારા જમણા ખભા ઉપર મારા દોસ્તદારનો હાથ વહાલભરી રીતે તોળાઈ રહ્યો હતો. અને મને સહસા ભાન થયું કે મારો ડાબો ખભો ખાલી નહોતો. મારી બીજી બાજુ પર કિનાર વિનાની લીલા રંગની સાડીનો મને ભાસ થયો. મારા કાનમાં કોઈક બબડી ગયું: 'હું પણ તમને નથી સમજી શકતી...તેથી જ તમારી દુર્લભતા નીચે હું નિર્ભય રહીશ.'

અને મેં પણ એ લીલા રંગની સાડીનું દર્શન ચોરવાનો પ્રયત્ન નહિ કર્યો. મારા ડાબા ખભા પર તોળાઈ રહેલા એ કોમળ હાથનો સ્પર્શ કરવા પણ મેં નહિ ઇચ્છ્યું. મે ફક્ત ચાલ્યા જ કર્યું, અને ચાલતા રહેવા જ ઇચ્છ્યું!

# દામો અરજણ

**કંઈ પણ** અંતરાય વગર નજર ક્ષિતિજ સુધી દોડી જતી.—એ જમીન એવી હતી ! ક્યાંક બાવળનું કાંટાળું ઠૂંઠું, ક્યાંક કંગાળ આકડો, બાકી માટી, ઢેફાં અને નાના પથરાઓ છવાઈ ગયાં હતાં. અને નજર ઉપર વાદળ વગરનું આસમાન અને નીચે ડાઘ વગરની લાલ ધરતી જોઈ, કંટાળી આખરે અંતરમાં ઊંડી ઊતરી જતી, ત્યારે ઘેરો વિષાદ છવાઈ રહેતો.

એટલી વારમાં સાંજ ઊતરી પડી. એણે પશ્ચિમની ક્ષિતિજ પર તેજનો એક લીસોટો ચીતરી દીધો, અને હવે અંધારાં ઊતરવા લાગ્યાં હતાં.

હું અને **હરિ માણેક** આગળ વધી રહ્યા હતા. **હરિ**ને ખભે પોટલું અને મેં ધાબળો અને પાણીનો લોટો ઊપાડ્યાં હતાં. અમારા બન્નેના હાથમાં ડાંગ અને મોઢે બુકાની હતાં.

અમારી મજલનો આ તો બીજો દહાડો હતો. વહેલી પરોઢ સુધી અમારે આજની રાત ચાલીને કાઢવી હતી.

અમે એક ગામડાના સીમાડાની બાજુમાંથી પસાર થતા હતા. અમે ત્યાં પણ અટકત નહિ, પણ સામેથી આઠદશ ડાઘુઓ જેવા દેખાતા માણસોના ટોળામાંથી અમને કોઈએ પડકાર્યા. **હરિ**એ બુકાની છોડી નાખી.

'કોણ **હરિ માણેક** ?'

'હો–હો **વજુભા** ! રામ રામ !'

**વજુભા** ઊભા રહ્યા. બીજાઓ જવા લાગ્યા; **હરિ**એ **વજુભા**ને બીડી આપી અને પૂછ્યું.

'કોણ ગુજરી ગયું ?'

'એ–**દામો અરજણ** !'

'આખરે મરી ગયો ?' **હરિ** હસ્યો.

'છૂટ્યો બિચારો!'

થોડી વાર રહી વજુભા ઊઠ્યા અને રામ રામ કરી છૂટા પડ્યા.

અમે અમારી મજલ શરુ કરી. હું ઘેરાતાં અંધારાં અને લાલ માટીમાં એટલો બધો ગરકાવ થઈ ગયો હતો કે મને કોઈના મરણમાં રસ પડ્યો નહિ.

મેં ચૂપચાપ ચાલ્યા કર્યું; પણ એ ગતિ ક્યાં હતી? અમે કેટલું બધું ચાલી શક્યા હતા પણ આસપાસ નજર ફરે ત્યાં એ જ આસમાન અને એ જ લાલ માટી! હતા ત્યાંના ત્યાં! ઘણા માણસ આખી જિંદગી ખેડીને મરે છે તો ય જન્મ્યા હતા એવા જ નાદાન રહી માટીમાં મળી જાય છે.

એના મરણથી જન્મના અકસ્માતનો ઇતિહાસ ભૂંસાઈ જાય છે. જાણે કશું બન્યું જ નહોતું!

અમારી મજલમાં એવું કંઈક હતું અને મને એમ થતું કે આ ધરતીને ખૂંદતાં કો'ક દહાડો ધીરજ અને આશા ખૂટશે!

હરિએ બીજી બીડી ચેતાવી અને લાંબો દમ લઈ કહ્યું:

'બિચારો હામો અરજણ ગુજરી ગયો.'

હું કંઈ બોલ્યો નહિ.

'એ ગાંડો હતો!'

'ગાંડો?' મેં પૂછ્યું. અમારી આવી મજલના માર્ગમાં એક મુદ્દું મળ્યું અને તે ગાંડા માણસનું!

વાહ નસીબ:

'હા,' હરિ માણેકે કહ્યું, 'અરધો ગાંડો તો પહેલેથી જ હતો!' એણે ખૂંખારો ખાઈ લાંબી વાત કરવા માટે ગળું સાફ કર્યું.

'બહુ વરસની વાત છે.'

મેં આ ગામડામાં સાત વરસ ગુજાર્યાં છે: અહીંનાં ગધેડાંકૂતરાંને હું ઓળખું.

વાત એમ હતી કે દામા અરજણનો વેલો બહુ મોટો—અગિયાર અગિયાર છોકરાં, બધાં જીવતાં અને બધાં તોફાની. એક તો દામો અરધા ભેજાનો ભમેલો, તેમાં આવ્યું બારમું છોકરું; દામાને મન કે હવે તો ભાઈ, હદ થઈ! એણે છોકરું ઉપાડ્યું અને સીધો પહોંચ્યો પાંજરાપોળમાં; કહે કે:

'આ છોકરું રાખો!'

'દામા, ગાંડો થયો કાંઈ!'

'એમ તો એમ. પણ આપણને એ છોકરું ન ખપે!'

એ તો પાંજરાપોળને ઓટલે છોકરું મૂકીને ભાગ્યો; બીજે દિવસે પોલીસે એને ઘેર છોકરું પહોંચતું કર્યું.

પછી એક દહાડો એ છોકરું મરી ગયું. અને દામા અરજણની બૈરી પોકેપોક મૂકી રડવા લાગી. દામો કહે:

'છે ને માળી ગાંડી! આ બાકીનાં અગિયાર કોનાં છે? હું તો પહેલેથી જ કહેતો હતો કે એ છોકરું આપણને ન ખપે, પણ તેં માન્યું નહિ. હું કહું એમાં ફેર ન પડે!'

'ત્યારે તમે જ એને મારી નાખ્યો!'

પણ દામા અરજણે તો હસ્યા જ કર્યું. 'હું—દામો અરજણ! હું કહું એમાં ફેર ન પડે!'

'હાય! હાય! હું હવે શું કરું?'

દામાની બૈરીએ ટૂહવો મૂક્યો 'આ તો બીજાં અગિયારને ય ખાઈ જશે.'

દામાએ ત્યાર પછી હસ્યા જ કર્યું. રસ્તે જે મળે એને કહે:

'હું કહું એમાં ફેર ન પડે.—હું દામો અરજણ.'

કોઈ એને કહે, 'માળા, પેટના છોકરાને મારી નાખતાં દયા ન આવી?' ત્યારે દામો જવાબ આપતો:

'પણ એ તો જીવતો છે. ક્યાંક કો'ક ઠેકાણે જીવતો છે. તમને શું ખબર? હું બધું જાણું—હું દામો અરજણ!'

ઘણું ખરું એ ગામને સીમાડેસીમાડે ફર્યા કરતો, લીલા કૂંણા છોડ કાપતો ફરે અને કહેતો જાય, 'કોણ કહે છે કે આ ઝાડ મરી ગયું? આ રહ્યાં એનાં પાંદડાં, હજી લીલાં છે, આ ડાંખળીઓ અને આ થડ—એ તો જીવતું છે.'

પછી દામો મોટાં ઝાડ કાપતો થયો; કલાકોના કલાક થડ પર કુહાડી લગાવ્યા કરે અને કહેતો જાય 'હું દામો અરજણ' ઝાડ પડે ત્યારે પેટ પકડીને હસે. હસીહસીને બેસી જાય—આળોટ્યા કરે. અને છેલ્લી નજર નાંખી, 'હું બધું જાણું' કહી ચાલતો થાય.

એક દહાડો કો'કના ખેતરે હું વાવ ગાળવા ગયો હતો અને પાછો ફરતાં જોયું તો દામો કોઈકની કબર ખોદી રહ્યો હતો.

'દામા' મેં બૂમ મારી. 'આ શું કરે છે?'

એણે માથું ફેરવ્યું. એની દાઢી પર લાલ માટી ચોંટી હતી. મહિનાઓ થયાં ન ધોયેલા માથાના વાળ એકબીજામાં ચોંટી ગયા હતા. મેં જોયું તો એની આંખો ફાટી ગઈ હતી અને મોઢામાંથી લાળ ખરી રહી હતી.

'દામા! આ શું કરે છે?'

'અલી મામદની કબર ખોદું છું!'

'શું કામ?'

એણે મારી તરફ થોડી વાર ડાલી આંખે જોયા કર્યું. એના હાથ ધ્રૂજી ઊઠ્યા. એણે કોદાળી બાજુમાં ફેંકી. મારી તરફ એકબે ડગલાં આગળ આવ્યો. એની આંખમાં કેટલી બધી બીક હતી! છેક મારા કાન આગળ એનું ગંધાતું મોઢું લઈ જઈ એણે કહ્યું. 'અલી મામદ અંદર જીવતો બેઠો છે.'

અને પાછળ હટી જઈ એણે ફરી ફાટી આંખે મારી તરફ જોયું. પવનમાં એના માથાના બાલ અને દાઢી, ઝાંખરાં હાલે એમ હાલી રહ્યાં

હતાં. એનું સશક્ત શરીર પસીનાથી તરબોળ બન્યું હતું. જરા વાર તો એ કશું બોલ્યો નહિ—ફક્ત એના હોઠ ફફડી રહ્યા. એણે આકાશ તરફ જોઈ આંખો મીંચી અને હાથ ઊંચા કર્યા.

'વાહ ભગવાન!' એણે બૂમ મારી અને બીજી પળે મારી પાસે કૂદી આવ્યો. એના નાક અને મોઢાની ગંદકી એનાં દાઢી મૂછ પર ટપકી રહી હતી. પણ એ આંખો હડકાયું કૂતરું ફરે એમ ચકરભમર ફર્યા કરતી હતી—ગાંડા માણસની આંખો, આટલી નજીક નીરખી નીરખીને મેં તે દહાડો જોઈ અને ગભરાઈ ગયો. એણે કહ્યું:

'અલી મામદને જીવતો દાટી દીધો છે—જીવતો! શું સમજ્યો? જીવતો, જીવતો! હું કહું એમાં ફેર ન પડે—સમજ્યો? લે ઊભો રહે, હમણાં એને બહાર કાઢી બતાવું—અબ ઘડી!' એણે કુહાડી ઊપાડી.

'મેં એનો હાથ પકડી લીધો.

'દામા અરજણ' મેં કહ્યું. 'અલી મામદ છો સૂતો. હમણાં રહેવા દે—હમણાં એણે નિરાંતે ઊંઘવા દે!"

'ઊંઘે છે?'

'હાસ્તો.'

'છે તો જીવતો ને?'

'હા હા જીવતો—'

'જીવતો જ! હું કહું તેમાં ફેર ન પડે.' કહેતાં એણે ખભે કોદાળી ભેરવી. અને પથરાઓને લાતો મારતો, ધૂળ ઊરાડતો એ ચાલ્યો ગયો.

એ દામો અરજણ—એમ ફર્યા કરતો. કો'ક સાંજના તળાવડીની પેલી પાર લાલ અજવાળામાં કાળા ધાબા જેવો એ ફર્યા કરે. કોક ચાંદની રાતના ગધેડાંકૂતરાં ય શાન્ત હોય ત્યારે પોકેપોક મૂકી રડતો ધૂળમાં આળોટ્યા કરે. એને ઊંઘ નહિ, એને ભૂખ્યા પેટની ખબર નહિ—

છેલ્લે એક ભયંકર બનાવ બની ગયો. એક સાંજના ભર બજારે બૂમો મારતો અમરચંદનો ભત્રીજો દોડતો આવી ચોકમાં ઠોકર ખાઈ

પડ્યો. અમારા તો હોંશકોશ ઊડી ગયા, કે આ શું બન્યું. એણે રડતાં કહ્યું 'દામા અરજણે કાકા અમરચંદને મારી નાખ્યો !'

'મારી નાખ્યો? હોય નહિ !'

અમારામાંનાં ઘણાંએ માન્યું નહિ; પણ સીમાડે જઈ જોયું તો અમરચંદનું મુડદું લાલ માટીમાં રગદોળાઈ પડ્યું હતું, આખા ગામમાં હાહાકાર વર્તી ગયો. લોકો પોતાનાં બાલબચ્ચાંને ઘર બહાર કાઢતાં ડરતાં. અને અંધારું થયે સૌ પોતપોતાના વાડામાં પાછું ફરી જતું. જીભેજીભે દામા રાક્ષસની વાતો ઊડતી રહી.

એની બધી તપાસ ફોગટ થઈ, એ હાથતાળી આપીને જતો રહ્યો. ફોજદાર બબ્બે વખત ગામમાં આવી ગયા. એક વખત દામા અરજણની બૈરીને એમણે મારી સુદ્ધાં, પણ દામાનો પત્તો ન જ લાગ્યો.

એ વાતને ત્રણચાર મહિના વીતી ગયા. અમરચંદનું ખૂન તો વીસરાઈ ગયું, પણ દામો અરજણ ભૂલાયો નહિ. ત્યાર પછી એક રાતના મધરાતે ઈભિરામ કુંભારના ઘરનું કોઈએ કડું ખખડાવ્યું. ઈભિરામે બારણું ખોલીને જોયું તો દામો અરજણ પોતે હાજર હતો. પહેલાં તો એને ઓળખ્યો નહિ.

દામો કહે:

'રોટલો આપ!'

ઈભિરામે દીવેલનો દીવો કર્યો અને એની આંખ ફાટી ગઈ.

'કોણ દામા તું?' એણે ચમકી જઈ પૂછ્યું.

'હા–હું–રોટલો લાવ !'

'અત્યારે ક્યાંથી કાઢું?'

'રોટલો લાવ !'

'બહાર નીકળ, બહાર !'

'લાવે છે કે નહિ? આ કાફી જોઈ? અમરચંદની ખોપરી ભાંગી એમ તારી ય ભાંગી નાખીશ.'

નહિ તો ! હા ! 'હું દામો અરજણ. હું બધું જાણું. મને ઓળખ્યો નહિ હોય !'

ઇભિરામે યુક્તિ વાપરી; એણે ઘરવાળીને જગાડી રોટલો ઘડવા બેસાડી; એટલી વારમાં એણે ગામમાં ખબર કરી; લોકોનું ટોળું ઇભિરામને ઘેર ધસી આવ્યું. હું પણ એમાં હાજર હતો.

અમે જોયું તો એનું અંગ સૂકાઈને અરધું થઈ ગયું હતું. આંખો ઊંડી ઊતરી ગઈ હતી—અને હોઠ પરથી ચામડી ઊતરી મહીંથી લોહી ટપકી રહ્યું હતું.

રોટલો ખાતાં અમે એને પકડ્યો. એને કશી ગમ પડી નહિ. હવાલદારે એને પૂછ્યું:

'અલ્યા ક્યાં હતો આટલા દિવસ ?'

'નાળામાં !'

'અમરચંદને તેં મારી નાખ્યો ?'

'એ કયાં મરી ગયો છે ?—એ તો જીવતો છે ! હું બધું જાણું !'

'ત્યારે કુહાડી મારી એની ખોપરી કોણે ભાંગી ?'

'મેં !' કહેતાં એણે જરા હસવાનું કર્યું. 'નહિ તો ?—દામા અરજણનો ઘા ખાલી જાય ? એક ઘા ને બે ટુકડા ! આ—આમ જુઓ,' કહેતાં એણે કુહાડી ઉપાડી, 'આવો ! એકાદની ભાંગી બતાવું !'

ટોળામાં નાસભાગ થઈ રહી. મેં અને બીજા બે જણે દોડી જઈ એનો હાથ પકડી દીધો. એ હસી પડ્યો.

'હું દામો અરજણ ! હું બધું જાણું'

એના હાથમાંથી કુહાડી ઝૂંટવી અમે દૂર ઊભા. એણે જમીન પર પડી ગયેલા રોટલાના ટુકડાને ઊપાડી મોઢામાં નાખવાનું કર્યું. એક બટકું ભરી એણે આંખો બંધ કરી ચાવવા માંડ્યું. પણ ચાવેલું ગળે ઊતરતાં એના મોઢા પર વેદના આવી ગઈ. ફરી રોટલાનો કકડો હાથમાંથી પડી ગયો.

'પાણી!' એણે કહ્યું. એનો અવાજ ખોખરો અને અશક્ત હતો.

'હવે પાણી જોઈએ છે?' હવાલદાર આગળ વધ્યો અને એક લાફે એને હેઠો પાડી દીધો. એને પડેલો જોઈ અમરચંદના ભત્રીજાએ નાળવાળા જોડાની લાત લગાવી અને જરા વારમાં તો અરધું ટોળું ગાળો વરસાવતું, દાંત કચકચાવતું એની ઉપર તૂટી પડ્યું.

હવાલદારે ટોળાને વિખેર્યું ત્યારે વચમાં દામો ઢગલો થઈ પડ્યો હતો. એના મોઢામાંથી લોહી વહી જતું હતું.

'ઊઠ!' એણે દામાની કાખમાં હળવી લાત મારી.

દામો હળવે રહીને ઊઠ્યો. જરાવાર નીચું માથું કરી બેસી રહ્યો. એની દોરડા જેવી ડોક અને પીઠના હાડકામાં ઉઝરડા પડ્યા હતા. અને છાતી ધમણ જેવી 'ધરડ–ધરડ' ચાલ્યા કરતી હતી.

'ઊઠ!' હવાલદારે બીજી લાત મારી. ઊભા થતાં દામાએ આસપાસ નજર ફેરવી. અને દૂર પડેલો, ટોળાના પગ નીચે લોચો થઈ ગયેલો ધૂળવાળો રોટલાનો કકડો એણે ઊપાડ્યો. મેં જોયું તો એની દાઢી પર લોહી અને ચવાયલો રોટલો ચોંટી ગયાં હતાં. એ આંખો હાલી હાલી ફરતી ન હોત તો એ મોઢું મુડદાનું હતું.

હવાલદાર એને થાણે લઈ ગયો. અમે એની પાછળ પાછળ ચાલ્યા. દામાએ પોતાના ઘર આગળ જ ફક્ત ઊંચે જોયું. ત્યારે બારી આગળથી એક પડછાયો ઝડપથી પસાર થઈ ગયો અને બીજી પળે એના ઘરમાં દીવો ઓલવાઈ ગયો.

અદાલતે એને ગુનેગાર ઠેરવ્યો. પણ એ ગાંડો હોઈ એને કંઈ સજા કરવામાં ન આવી. ત્યાર પછી થાણાની ડેલીમાં એને સાંકળથી પગે બાંધી દેવામાં આવ્યો. એ ત્યાં જ કશું તોફાન કર્યા વગર પડી રહેતો. માખીઓ પકડતો અને ફોલી ફોલીને અંદર જોતો.

એ મંકોડા, વંદા અને બીજા નાના જીવોને મારી નાખી એમનાં મુડદાં ચૂંથતો અને ન સંભળાય–ન સમજાય એવી રીતે બોલતો, 'હું બધું જાણું–હું દામો અરજાણ!'

કૂતરાઓ એની તરફ ભસતા, ગધેડાઓ ધૂળ ઊડાડતા એની બાજુમાંથી પસાર થઈ જતા. ગામના છોકરાઓ એને સતાવતા. એના અગિયાર છોકરામાંથી કોઈક, કોઈક વાર એની તરફ પથ્થર ફેંકતું. એની ઘરવાળી એને જોઈ, મોઢું મરડી, છાશની દોણીને ઢાંકતી, કાંબીઓ ખખડાવતી એની બાજુમાંથી પસાર થઈ જતી.

અને દામો નાનાં જીવડાઓનાં મુડદાં વચ્ચે, ચૂંચળી આંખો પટપટાવતો, કો'ક વાર સાંકળ સાથે રમતો બેસી રહેતો—બેસી જ રહેતો ! શિયાળાની રાતે કૂતરાઓ એની સોડ સેવતા—એની હૂંફ લઈ એને હૂંફ આપતા. એ દામો અરજણ આજે મરી ગયો.'

હુરિએ વાત પૂરી કરી અને ઓલવાઈ ગએલી બીડીને ફરી ચેતાવી, 'છૂટ્યો બિચારો !'

અંતરમાં ઊંડી પેસી ગયેલી મારી નજરને મેં મહા મહેનતે બહાર ફેરવી અને જોયું તો ધરતીનો ક્યાં ય છેડો દેખાતો નહોતો. ઉપર વિશાળ આકાશમાં જીવન અદ્‌ભુત ચમકી રહ્યું હતું—અસંખ્ય તારલાઓ, નાના અને મોટા, ઝાંખા અને તેજભર્યા, ચમકતા અને મીટ માંડી રહેતા ! મારું મન પાછું વિષાદ પાછળ દોડી ગયું.

આ ધરતી અને આભ વચ્ચે હું એકલો પડી ગયો હતો. પણ મારી એકલતા એ વ્યોમની ભવ્ય અદ્‌ભુત એકલતા નહોતી.

અંતરમાં ખરબચડી કંટાળાભરી મોકળાશ માત્ર વિકાસ પામ્યે જતી હતી.

આ ધરતીને ખૂંદતાં હવે આશા અને ધીરજ ખૂટવા આવ્યાં હતાં કે શું ?

'બીડી આપ.' મેં હુરિને કહ્યું. બીડી સળગાવવા મેં દીવાસળી ચેતાવી ત્યારે એના તેજ પાછળ આકાશનાં અજવાળાં ઓલવાઈ ગયાં.

---

# કાળો માલમ

**ઓટનાં** પાણી સરી ગયાં હતાં અને અમારું વહાણ કીચડમાં પડી રહ્યું. કાંઠા પરની ધર્મશાળામાં હજી અમારે બીજા બે દિવસ કાઢવાના રહ્યા. ચોથે દહાડે વહાણુને ભરતીનાં પાણી લાગવાની વકી હતી.

અને એ કાંઠાની રેતી પર ફાગણનો તડકો આગ વરસાવી રહ્યો હતો, મધ્યાહ્નનો ગરમ સૂસવાતો પવન દૂરની રેતાળ ભૂમિ પર આવળનાં પીળાં, પાકાં ફૂલ ખંખેરતો અમારી ઓરડીઓમાં ફક્ત ધૂળ જ વેરી જતો હતો.

સૂકી હવામાં સેકાઈ જતો હું મોડી સવારથી તે છેક સાંજ સુધી અસ્વસ્થ અને બેચેન રહેતો. સાંજના રંગની કશી પણ જમાવટ કર્યા વિના દરિયાની ક્ષિતિજ પર ભેગા થયેલા ભૂરા ધુમ્મસ વચ્ચે સૂર્ય ક્ષિતિજને અડ્યા વગર ગરકાવ થઈ જતો ત્યારે હું ટહેલવા નીકળી પડતો. હરિને ફરવું ગમતું નહિ. એ ધર્મશાળાની ગંદી હૉટલના પાટલે બેસી રહેતો.

એ નામનું જ બંદર હતું. સૂકા પાણીમાં એક ભાંગેલું વહાણ પડી રહેતું. દિવસે એમાં છોકરાઓ રમતા, રાતે એક ગાંડો એમાં સૂવા આવતો.

પાણીથી થોડાક જ વામ દૂર એક હૉટલ હતી અને એની પાછળ અમારી ધર્મશાળા. ત્યાંથી, નજરને અળખામણી લાગે એવી, ભાંગેલાં છાપરાવાળી કસ્ટમ ઑફિસ હતી. અને એની બાજુમાં એક મસ્જિદ, રેતીના ઢગલાના બુરખા નીચે સંતાઈ જઈ, બહાર દેખાતો એક જ મિનારો નાના ચહેરાથી આસપાસ સંશયથી જોઈ રહી હતી.

રેતાળ રણ પર નજર જેટલે દૂર જાય ત્યાં સુધી આવળના છોડ વનસ્પતિના જગતમાં અરાજકતાથી ગમે ત્યાં ઊગી નીકળ્યા હતા. કસ્ટમની બાજુનો પીપળો હવે મોટા થવાના પ્રયત્નો માંડી વાળી જીવવાની ખાતર જીવી રહ્યો હતો. મસીદની સાથે જ દટાઈ ગયેલી આટલી વસ્તુઓ અને ક્યાંક ખોડું ઢોર, ક્યાંક સડેલી ગરદન ચાવતું એકાદ કૂતરું અને એવાં જ કંગાળ અને મૂઢ, કુદરતનાં સાવકાં બચ્ચાંઓ જેવા મનુષ્યો સિવાય મારી નજરે બીજું કશું બાજતું નહિ. મૂઢ આકાશ અને એવી જ રસહીન ધરતી વચ્ચે મારા ત્રણ દિવસ કેમે કરીને નીકળી ગયા હતા.

અજવાળાં ઓલાવાની શરૂઆત થાય અને હું પેલા ભાંગેલા વહાણની કિનાર પર બેઠો બેઠો દરિયાનાં પક્ષીઓને ઊડતાં ઊડતાં, તોળાઈ રહેતાં અને કિચલ પર શિકાર માટે ગુલાંટ મારતાં જોઈ રહેતો. આખરે એક જ વિચાર મને સતાવતો કે પ્રકૃતિ પણ કેટલી હદ સુધી ગંદી અને નિષ્ઠુર બની શકે છે! અને એ વિચારની સતામણીથી મૂંઝાઈ હું વધારે બેચેન બનતો ત્યારે મારા બીજા વિસામા જેવા હૉટલને પાટલે હું જઈ બેસતો.

એ રાતના હું અને હરિ જમ્યા પછી હૉટલને પાટલે ચુંગી પીતા બેઠા. અમે ખૂબ બેઠા. રોજ હાજરી આપનારાઓમાંના એક પગવાળો અબુ જ ફક્ત છાપરાને અઢેલી લાંબો થઈ પડ્યો હતો. દયારામ અને ગીગો વાળંદ ચાલ્યા ગયા હતા.

અહીં રોજ રાતના કંઈ ને કંઈ રસભરી વાત નીકળતી. એકાદ જણ કાંઈક કથા, કાંઈક અનુભવ અથવા કાંઈક પરાક્રમ કહેવા માંડતું. બીજા બધા ચુપ થઈને સાંભળતા. અહીં વાદવિવાદ થતા નહિ. કારણ કે અહીં મતભેદ માટે જગા નહોતી. કોઈ કહેતું કે મેં ચાર વામનો અજગર જોયો છે, કોઈ કહેતું 'મેં વાંકી નાભ'માં પાણી પર આગ બળતી જોઈ! એવું એવું કહેનારને સૌ કોઈ વિસ્મયથી સાંભળી રહેતા અને ઉપર ઠંડું ઘેરું જીવન્ત ચુપકીભર્યું આકાશ આવી વાતોની અદ્ભુતતાને અનુકૂળ બની રહેતું–આકાશ પણ આંખે દેખાતું અને ચુપકાથી અનુભવાતું નર્યું સત્ય હતું તો ય એ કેટલું અદ્ભુત, અમાપ અને ગહન હતું! દરિયો યે તેવો જ હતો. અહીં આ હૉટલને પાટલે બેસી અરધી રાત ગાળનારાઓને ગહન અદ્ભુતતામાં વિશ્વાસ હતો. કોઈ પણ ગપ કોઈક વખતે, કોઈક સ્થળે સત્ય હોઈ શકે છે. વાત કહેનારની સાથે સાંભળનાર પણ એના અનુભવેલા ભાવોમાં સરી પડતા.

એ રાતના મે હૉટલવાળાને પૂછ્યું: 'દામોદર, એ કોણ, દટાયલી મસ્જિદ પર હમેશાં બેસી રહે છે?'

'એ?–એ કોણ છે એની કોઈને ખબર નથી, અને બધા એને ગાંડો કહીને બોલાવે છે!'

'વિચિત્ર ગાંડો છે!' મેં કહ્યું. 'આખો દહાડો તડકામાં, ધગધગતી રેતી પર મિનારાને અઢેલીને દીવાદાંડી જેવી એ આંખોથી જાણે દરિયાની ચોકી કરતો બેસી રહે છે. 'અને,' દામોદરે એની વધારે વિગત રજૂ કરી: 'કોક દહાડો કોક વહાણ બંદરમાં આવતું દેખે છે ત્યારે બૂમો પાડતો, હાથ ઉલાળતો કિનારે દોડી જાય છે. અને વહાણ લાંગરે ત્યાં સુધી ઘૂંટણભર પાણીમાં ઊભો ઊભો જોયા કરે છે!'

'પણ એ છે કોણ?'

'મેં કહ્યું ને, કે ચોક્કસ કોઈને ખબર નથી.' હૉટલવાળાએ પોતાની ચુંગી માટે તમાકુ માગતાં, હરિ આગળ હાથ ધરીને કહ્યું. 'પણ હાસમ માલમ અને બીજાં ઘણાં બધાંને લાગે છે કે એ રખે કાળો માલમ હોય!'

'કાળો માલમ કોણ?' મેં પૂછ્યું. અને હરિએ બગાસું ખાધું. એને સંબોધતાં હૉટલવાળાએ કહ્યું: 'વાત સાંભળવા જેવી છે. કાળો માલમ બહુ ઉસ્તાદ ખલાસી હતો. એટલો તો કાબેલ કે અહીંથી વહાણનું સુકાન બાંધી આપે અને રસ્તે દરિયો સીધો ઊતરે તો એ સીધું દ્વારકા જઈ પહોંચે.

કોચીનથી ટોપરું ઉપાડી જતા હાસમ માલમને એણે જ કહેલું: 'માલમ, કૂવો બદલાવી નાખો—અરબી વાયરા એનાથી હવે નહિ ઝીલાય.' ત્યારે હાસમ માલમે તુંડમિજાજમાં કહ્યું: 'હજુ તો આ કૂવે મને ધોળાં આવશે!'

પણ પહેલે જ તોફાને કૂવે કડાકો બોલાવી અને હાસમ ડહાપણ વાપરી એડન જઈ પહોંચ્યો. અને નવે કૂવે, કાળાની તારીફ કરતો આફ્રિકા પહોંચ્યો.

હૉટલવાળાએ પાટલા પર ચુંગી ઠોકીને ખાલી કરી, રસોડાની વાંસની ભીંતમાં ભેરવતાં એણે વાત આગળ ચલાવી:

'એ કાળો માલમ! એનો નાનો ભાઈ ઓસુ યે એના જેવો થાત પણ દરિયાપીરની મરજી કંઈ જુદી જ હતી!'

હૉટલવાળાને વાતનો રંગ ચડ્યો. હરિ પણ જરા આગળ આવી રસથી સાંભળી રહ્યો.

એક વખત કાળા માલમને થયું કે મોહરમ બૈરાંછોકરાં સાથે કોચીનમાં ગાળવી. મોસમ શરુ થઈ અને વરદીથી ચાર દહાડા આગળ એણે ખાલી વહાણ કોચીન ઊપાડ્યું. એનો નાનો ભાઈ, પોતાની અને નાના ભાઈની બૈરી સાથે લીધાં.

મોહરમ પસાર થઈ ગઈ, વહાણ ટોપરાથી ભરાઈ ગયું. અને લંગર ખેંચવાની આગલી રાતના આ બનાવ બન્યો.

રાતના વાળુ પછી બન્ને ભાઈ કાંઠે ટહેલવા ગયા. વહાણમાં મોટાભાઈની 'ખુડી'માં (કૅબીનમાં) દેરાણીજેઠાણી વાતો કરતાં બેઠાં. વાતવાતમાં દેરાણી મોટાભાઈને ખાટલે જ ઊંઘી ગઈ. જેઠાણીને થયું લાવ એ ઊંઘે છે ત્યાં સુધી હું જરા હવા ખાઈ લઉં અને એ પણ બે ખુડી વચ્ચેની ખુલ્લી જગામાં રાંઢવાનું ઉશીકું કરી હવા ખાતાંખાતાં ઊંઘી ગઈ.

ટહેલીને પાછા ફરતાં ઓસુએ કહ્યું: 'ભા, હું તો ખેલ જોવા જઈશ. જાઉં?'

'જા. પણ બીજા અંક પછી આવતો રે'જે. વહેલી પરોઢે લંગર છોડવાનું છે.'

અને કાળો એકલો ઘેર પાછો ફર્યો ત્યારે બધું સૂમસામ હતું. વહાણની બાજુમાં દિવસના તોફાનથી થાકેલો ઉનાળાની રાતનો દરિયો હાંફી રહ્યો હતો.

માલમ કશો જ વિચાર કર્યા વગર સીધો પોતાની ખુડીમાં પહોંચ્યો. પાઘડી ખૂણામાં ફેંકી અને ફાળિયાની લુંગી કરી ખાટલે પડ્યો. પડતાં વેંત જ એને બાજુમાં સૂતેલી ઓરતની ગરમી ચડી ગઈ.

અંધારું ગાઢ હતું. માલમ ગરમીથી ત્રાસી ગયો હતો—અને હવસથી આંધળો બન્યો હતો. એ પારકાની બૈરીનો પડખો પલિત કરી રહ્યો હતો એની એને એ વખતે ખબર ન રહી.

પણ ઓસુની ઓરતના પગમાં કાંબીઓ ખખડી ત્યારે માલમ થંભી ગયો. અને બીજા વિચારે તો એ કૂદકો મારીને ખુડી બહાર નાઠો. એના માથામાં હથોડા વાગી રહ્યા. એના હાથપગ કંપી રહ્યા. અને બહાર હવે

વાવા માંડેલા ગુલાબી પવનમાં પણ એને પસીનો પસીનો થઈ ગયો. એણે ઉતાવળી ઉતાવળી કાંબીઓ વાગતી સાંભળી. **ઓસુની** વહુ પોતાની ખુડીમાં જતી રહી.

બધું સૂમસામ હતું. ઉપર ખુલ્લા આકાશમાં અસંખ્ય તારલાઓ એના ગુનાની સાક્ષી પૂરતા ત્રાસદાયક ચુપકી સેવી રહ્યા હતા.

ત્યાં તો **માલમે** વહાણની બાજુમાં રાંઢવાની સીડી ઘસાતી સાંભળી –**ઓસુ** ઉપર ચડતો હતો, ત્યારે એને મોટો ધ્રાસકો પડ્યો. એ ઢીલી પડી ગયેલી લુંગીને પકડી ઊભો હતો ત્યાં જ ઊંઘવાનો ડોળ કરતો એ સૂઈ ગયો.

**ઓસુ** વહાણમાં દાખલ થયો.–શું એની બદન, શું એની તાકાત? **માલમે** તારાના તેજભર્યા આકાશને આડે એનો પડછાયો બેફામ બનીને હાલતો જોયો ત્યારે એના હાડકાં કળવા લાગ્યાં–**ઓસુ** સીધો પોતાની ખુડીમાં પહોંચ્યો. અને એનો દરવાજો દેવાઈ ગયો.

**માલમનું** હૈયું થડકતું થડકતું ઘડીઓ ગણવા લાગ્યું. તેને થયું કે આ–આ પળે દરવાજો ધડ દઈને ખૂલશે અને **ઓસુ** હાથમાં કુહાડી લઈ એની ખુડીમાં દોટ મૂકશે ને એની ખોપરીના બે કટકા કરશે. **માલમ** ઘડીએ ઘડીએ શ્વાસ થંભાવી જતો અને એણે નિશ્ચય કર્યો કે એવું કંઈ બને તો એ **ઓસુને** મોઢું બતાવવા જીવતો રહેશે નહિ–દરિયા-પીર એનો બાપ હતો. એ બાપનું પેટ હમેશને માટે એના ગુનેગાર દીકરાને સંઘરી લેશે.

પણ એવું કશું બન્યું નહિ. ઊલટાનું એણે **ઓસુની** ખુડીમાંથી એક મીઠું હળવું હાસ્ય બહાર લહેરાતું સાંભળ્યું અને બીજી પળે એણે કાંબીઓ વાગતી સાંભળી!

**માલમ** બેધ્યાન હતો. પણ એમ જ ઘડીઓ પસાર થઈ ગઈ અને કશું બન્યું નહિ. મોડી રાતની ઝાકળ પડવા લાગી ત્યારે **માલમ** ઊઠ્યો અને ખાંસી ખાતો પોતાની ખુડીમાં પેઠો.

**ઓસુની** ઓરતે એની લાજ ઢાંકી હતી એમ એને ખાતરી થઈ.

એણે ચોક્કસ ઓસુ પાસે વાત નહોતી કરી. ઓરત આનું નામ! આખરે તો માલમના ઘરનું પાણી પીધું હતું ને!

વહેલી પરોઢે વહાણે લંગર ખેંચ્યું અને કોચીનનાં ભવ્ય તાડ અને નાળિયેરી પાછળથી સૂરજે ડોકિયું કર્યું ત્યારે, માલમનું વહાણ હિંદી મહાસાગરમાં હિલોળા ખાતું આગળ વધી રહ્યું હતું.

પણ માલમને ચેન નહોતું. સુકાન પર બેઠાં બેઠાં, કાળાં પાણી સાથે નજરથી વહાલ કરતાં કરતાં સીંધી કાફીઓ ગાનારો એ ચુપચાપ સંકોચાઈને બેઠો હતો. એનું ડોકું ઝૂકેલું અને નજર પગ પર ખૂંચેલી હતી.

ઓસુએ પૂછ્યું: 'ભાઈ, તબિયત ઠીક નથી?'

ત્યારે માલમે ચમકીને ઊંચે જોયું અને ખોટું દયામણું હસ્યો. એને લાગ્યું કે દૂરની પેલી ખુડીમાં કાંબીઓ રણકી રહી હતી. માલમનું મોઢું તરત જ પડી ગયું. એણે એક નિઃશ્વાસ છોડી, ઓસુને દૂર મોકલવા કહ્યું:

"જરા 'ધામણ' ઢીલી કર!"

તે રાતના માલમનો સુકાન પર કાબૂ નહોતો. એનું દિલ એને ફિટકારી રહ્યું હતું કે 'માલમ, આ ઉંમરે, આ પાપ?' માલમ પોતાના દિલને એમ મનાવતો ય નહિ કે એ ભૂલ હતી! ખુદાએ આટલાં વરસો સુધી એના હાથે કોઈ ભૂલ નહોતી કરાવી—અને આ ઉંમરે આ પાપ એના હાથે થયું!! એના મનને કોઈક ગલીચ ખૂણે જરૂર ક્યાંક થોડુંક મેલું ગંધાઈ રહ્યું હશે! નહિ તો હવસ એને આમ આંધળો ન બનાવે. અને આંધળો તે કેટલો આંધળો? 'અરે લ્યાનત છે તને. તેં પારકી ઓરત ન ઓળખી? નાના ભાઈની, ઓસુની ઓરત ન ઓળખી?'

ધરતીની કિનાર પર મહિનાઓનાં ભરતીઓટ ચડઊતર કરી ગયાં અને દહાડે દહાડે માલમનું શરીર વધારે અને વધારે સંકોચાતું ગયું. એનું મન પણ સાંકડું થઈ ગયું. એની જબાન ટૂંકી થઈ ગઈ. એની આંખોમાં તોફાની આકાશ અને ગૂંગળાતો સાગર હવે પ્રતિબિંબ પાડતાં નહિ.

ઓસુ પૂછતો:

'પણ ભા, તમને થયું છે શું?'

હવે તો માલમ એને જવાબ પણ નહિ આપતો. ફક્ત એક ‘આહ’ છોડી સુકાન પરથી ઊઠી ‘કૂવે’ અડીને ઊભો રહેતો. રોજ રાત પડતી અને એને કાંબીઓનો રણકાર સંભળાતો. અને રોજ રોજ એનું હૈયું એની પર ફિટકાર વરસાવતું.

કોઇક વખત અચાનક માલમની નજર વહાણની બાજુમાં અથડાઈ મોતી મોતી જેવા બુંદમાં વેરાઈ જતા દરિયા પર પડતી ત્યારે દરિયાપીરને એ કહેતો સાંભળતો: ‘માલમ, હજી કેટલા દહાડા આ પાપનો ભાર લઇને ફરવું છે?—આવ, મારી ગોદમાં આવી જા!’

‘ખુદાની મરજી!’ એટલું મનમાં કહેતાં માલમ ગળગળો થઈ જતો.

વહાણની કૂખમાં દેશદેશાવરનાં પાણી અથડાઈ વેરાઈ ગયાં.

અરબી સમુદ્રનાં દગાખોર કાળાં પાણી અને હિંદી મહાસાગરમાં અઠવાડિયાં સુધી વહાણે એનાં આછાં ઘેરાં પાણી વલોવ્યાં કર્યાં—અને એટલા દિવસો સુધી ઉપર તોળાઇ રહેતું આકાશ અને ઊતરચડ કરતાં પાણીના શ્વાસોચ્છ્વાસ વચ્ચે માલમનું ગુનેગાર દિલ એકલું ગૂંગળાતું રહ્યું.

ક્યાંક સાંકળ ખખડતી—ક્યાંક લોખંડના કડાનો અવાજ થતો અને માલમ ભડકી ઊઠતો. અને કાંબીઓના રણકાર તો...સવાર, સાંજ ઓસુની વહુ રસોઈ કરતી ત્યારે બબ્બે ચચ્ચાર કલાક સુધી તો થયા જ કરતા. ત્યારે માલમના મોઢા પર વેદનાની કરચલીઓ વંટોળ જેવી ફરી વળતી અને ઘૂમરીઓ લેતી. અને વંટોળ પછી જેમ દરિયો લોથપોથ થઈ સુસ્તીથી પડી રહે એમ માલમ તૂતક પર ચત્તોપાટ પડ્યો રહેતો અને સાંજ હોય તો આકાશમાં કતિયું (સપ્તર્ષિ)ને શોધવાને બહાને મનની વ્યથા મટાડવા મથતો.

મોમ્બાસામાં માલમે ટોપરું ખાલી કર્યું અને ખજૂર ભરી.

અને વળી પાછાં એ જ વલોવાતાં આછાં ઘેરાં, કાળાં, નીલાં પાણી, સવાર, બપોર, સાંજ અને રાતનું આકાશ; ધીરા વાયરાવંટોળ અને પેટાળની ઘૂમરીઓ એ બધું પસાર કરી માલમના વહાણના સઢ પર ફરી પાછો એક વહેલી સવારે કોચીનનો સૂરજ પ્રકાશી રહ્યો.’

આ વાત આટલે સુધી પહોંચી ત્યારે હૉટલવાળાએ ખાંસી ખાવી શરુ કરી અને જરાવારમાં તો એ અકળાઈ ગયો.

'જૂની ખાંસી છે—એ મારી ઠાઠડીમાં બંધાશે !'

જરા શ્વાસ લઈ એણે કહ્યુંઃ 'મારા માટે તાજી ચાહ કરું છું—કહો, કોને કોને પીવી છે?'

અમે બધાએ પીવાની હા કહી.

એ નાનકડી ઓરડીમાંથી નીકળતો લીલાં લાકડાંનો ધુમાડો બહાર આવી અમારી આંખોમાંથી ખોટાં આંસુ વરસાવી ગયો.

પેશાબ કરવા હું એક સૂકાઈ ગયેલા ઝાડની પાછળ ગયો.

અહીં સ્મશાન કરતાં ય વધારે શાન્તિ હતી. આ ભૂમિ ભૂતપલીતને વસવા લાયક નહોતી. ત્યાં 'કાળા માલમ' જેવા ઉસ્તાદો પાક્યા હતા. મને હસવું આવ્યું. આખરે વિધિની મરજીના કાયદાકાનૂનો શું છે!

પવનની એક લહરીએ મારા મોઢા પર ધૂળ છાંટી. જરા દૂર સાગર ધીરું ધીરું સતત રડી રહ્યો હતો.

હું પાછો ફર્યો ત્યારે મારો ચાહનો કપ ટંડો પડી ગયો હતો. ચાહ પેટમાં ઠાલવી મેં બીડી સળગાવી ત્યારે હૉટલવાળાએ એની અરધી પીધેલી ચુંગીને પગના અંગૂઠા-આંગળી વચ્ચે પકડી એની વાત આગળ ચલાવીઃ

'અને એ જ કોચીનને કિનારે—એ જ વહાણ પર એ જ વખતે બીજો બનાવ બની ગયો.

વહાણને લંગાર્યાની એ બીજી સાંજ હતી. ખજૂર ઊતરી ગઈ હતી. કાળો બપોરના શેઠની પેઢીએથી 'કૉલ' પર સહી લઈ આવ્યો હતો. બીજી સવારે ખાલી વહાણ દેશ તરફ ઉપાડવાનું હતું.

અને એવી જ એ સાંજ કોચીનના ગમગીન કિનારે લટકી રહી હતી. માલમ 'કુંઢી'ની બાજુમાં 'ગુસી'ને અઢેલી બેચેન પડ્યો હતો. ખારવાઓ કાવાખાને ગયા હતા. ઓસુ, એની ભાભી અને એની વહુ ખરીદીએ ગયાં હતાં. માલમ એકલો એકલો ઠાલી આંખે આકાશમાં જોતો હતો.

ત્યાં ફરી ફુડદા પર '૮પ' દઈને વીજળીની બત્તી થઈ. આકાશનાં અંધારાં ઓલવાઈ ગયાં. સાંજ મરી ગઈ.

વહાણની કૂખમાં ફરી પાછી દોરડાની સીડી ઘસાવા લાગી. પણ **માલમ**નું ધ્યાન ક્યાં ય નહોતું. એ જીવતો મૂવા જેવો બૂઢા વહાણના ખોખા જેવો નિર્જીવ થઈ પડ્યો હતો. અને એક ઓળો ખૂબીથી કૂદકો મારી ઉપર આવ્યો. વહાણની તૂતક પર જરાવાર ખંચકાઈ અદાથી આગળ વધ્યો; એની પાછળ ફુડદાની બત્તી આગ રેલી રહી.

એ વ્યક્તિનો પડછાયો **માલમ**ના ઘૂંટણ પર પથરાઈ 'કુંઢી'માં ડૂબી ગયો ત્યારે **માલમે** ભડકીને પાછળ જોયું.

જોતાં જ **માલમ**થી એક ચિત્કાર નંખાઈ ગયો. એના મોં પરથી રહ્યુંસહ્યું નૂર ઊડવા લાગ્યું. એણે પહેલાં તો માન્યું નહિ, પણ ધારી ધારીને જોતાં ય એ ચહેરો બીજાનો ન થયો—એ ચહેરો **ઓસુ**ની વહુનો જ હતો ! એણે પગેથી કાંબીઓ ઊતારીને હાથે પકડી હતી કે અવાજ ન થાય. **માલમ** મુડદું બનીને જોઈ રહ્યો. એણે હાલવાની કે બોલવાની બધી તાકાત ગુમાવી. પણ **ઓસુ**ની વહુ ધીરું હસી અને એનો બલોયાં ખખડાવતો હાથ **માલમ**ના ખભા તરફ લંબાયો. **માલમ** બધું જોર એકઠું કરીને ભાગ્યો. 'ધામણ'માં અટવાયો, 'કલમી'માં અફળાયો; આખરે એની હમેશની એની વારસાની—એના બાપદાદાએ શોભાવેલી અને વખણાવેલી જગા પર—સુકાન પર આવીને ફસડાઈ પડ્યો. એની બીક એને ગાંડો બનાવવાની અણી પર હતી. એના રૂંવાડે રૂંવાડે વીંછીની વેદના ડંખી રહી હતી. તો ય **ઓસુ**ની વહુ આગળ વધી. **માલમ** એને આગળ આવતી જોઈ રહ્યો. એનું મોઢું ખૂલી ગયું અને આંખો ફાટી ગઈ. એ સ્ત્રીનો પડછાયો મોટા થતા પાપ જેવો લંબાતો લંબાતો આગળ વધતો જેવો **માલમ**ને અડ્યો તેવો જ **માલમે** આંચકો ખાઈ 'પઠાણ'ના છેલ્લા છેડે પગ ટેકવી દરિયામાં પડતું મેલ્યું. એ કાળો **માલમ** જેની આંખ દીવાદાંડી કરતાં વધારે સચોટ હતી, જેનો ખ્યાલ હોકાયંત્ર કરતાં વધારે સાચો હતો, જેના વટ પાછળ પેઢીઓ ડૂલવા તૈયાર બનતી એ નાળવાની સાચી કબરમાં પોઢી ગયો.'

કહેતાં હૉટલવાળાએ પગના અંગૂઠાએ દબાવેલી ચુંગી પાછી સળગાવી. અને પહેલો દમ મારતાં જ ખાંસીમાં તૂટી પડ્યો.

મેં પૂછ્યું :

'એ ખરેખર **ઓસુ**ની વહુ હતી કે **માલમ**ના ચસ્કેલ ભેજાનો ખ્વાબ હતો ?'

'માસ્તર સાહેબ,'—હૉટલવાળાએ ખાંસી રોકી કહ્યું. 'આ તો સાંભળેલી વાત છે. પણ ઓરતજાતનું દિલ ઉપરથી ઓળખાતું નથી. મધદરિયે જ્યારે પેટાળમાં ઘૂમરીઓ ફરે છે ત્યારે ઉપરનાં પાણી બાળકના પારણાં જેવાં હળવાં હળવાં હિલોળે છે. એને તો કોઈક જ 'કાળા **માલમ**' જેવો પારખે.

'કાળા **માલમે** એને પારખી હતી ?' મેં પૂછ્યું.

'કોણ જાણે—પણ વરસો પછી એક દહાડો **ઓસુ**ની વહુએ 'વાસો' લીધો. કોઈએ કહ્યું એના 'ઘટ'માં કાળો **માલમ** આવ્યો છે. એ ધૂણતી રહી ત્યાં સુધી 'ફટ ભૂંડી—ફટ ભૂંડી !' એટલું જ બોલતી રહી—ઓરતનું દિલ છે માસ્તર ! એને છેડો નથી હોતો કે જેની ગાંઠ વાળી શકાય ! એને પાતાળી ઊંડાણ હોય છે, એમાં તો કબર કર્યે જ છૂટકો !' મેં એ વાતને લંબાવવા નહિ ઇચ્છયું.

'પછી !' હૉટલવાળાએ વાતની દોર પકડી :

'**માલમ** વગરનું વહાણ પાછું ફર્યું. **માલમ**ની વહુ છાતી ફૂટતી કાંઠે ઊતરી અને **માલમ**ના મરણની વાત જ્યાં જ્યાં પસરી ત્યાં હાહાકાર વરતી રહ્યો.

**ઓસુ**એ એક એ 'ગોસ' કરી વહાણવટું મૂકી દીધું. આજે વાંકી નાળની પેલી પાર મારી જેમ નાનકડી હૉટલ ચલાવતો ગુજરાન ચલાવે છે. **માલમ**ની વહુ તરત જ મરી ગઈ. એને કંઈ છોકરાં નહોતાં—**ઓસુ**ની વહુ આજે ચાળીશેક વરસની હશે. એને ય છોકરાં નથી.'

'પણ આ વાત—જેની ખબર ફક્ત **માલમ** અને **ઓસુ**ની વહુને જ હતી—એ બહાર કેમ આવી ?'

હોટલવાળો હસ્યો.

'માસ્તર, તમે મોટા અવિશ્વાસુ છો !'

દૂર દૂર એક કૂકડો બોલી ઊઠ્યો.

અમે બધા ઊઠ્યા. હોટલવાળો અમને મૂકવા બહાર આવ્યો.

હરિ આગળ ચાલ્યો.

હોટલવાળાએ મારો ખભો પકડીને મને રોકયો.

'એ કૂકડો ત્યાં પેલી ઝીણી બત્તી બળે છે એ વાંકી નાળવાળી ઓસુની હોટલમાંથી બોલ્યો. સમજ્યા ?' અને હોટલવાળાએ મારા કાન આગળ મોઢું લાવી કહ્યું : 'આ વાત હું તમને કહું છું કારણ કે તમે મુસાફિર છો, પરોઢે જતા રહેશો અને મને ખાતરી છે કે આ હદમાં ક્યાંય મોઢું ખોલશો નહિ !' એણે મારો ખભો જોરથી દાબ્યો.

'એક વખત મોડી રાત પછી હું મારી બત્તી ઓલવીને બારણું બંધ કરવા જાઉં છું ત્યાં કોઈ એને પાછું ધકેલતું મારી સામે આવી ઊભું. હું ગભરાયો. ગભરાતાં બેચેનીથી બત્તી પેટાવી અને જોયું તો મારી સામે ઓસુની વહુ ઊભી હતી.

આનું નામ તે ઓરતનું દિલ, માસ્તર ! જેટલું ઊંડું અને શાન્ત એટલું નીચે નીચે વલોવાતું અને દગાખોર ! પણ મને શું ? અહીં કૂતરું ય અમને દેખતું નહોતું. હું ખોટું શું કામ બોલું ? હું ચૌદ વરસથી બાયડી વગરનો આ ભંગારમાં રહું છું. અહીં દરિયાનાં ખારાં પાણી જીભે ચોંટે છે, આંખે ધૂળ ભરાય છે. મેં એને આવવા દીધી અને એની પાછળ મેં બત્તી ઓલવી કમાડને સાંકળ દીધી. એનો અવાજ હળવો બન્યો. પણ માસ્તર, શું એ ઓરત હતી ! મેલાં કપડાં ઉતારી તાબે થતાં પહેલાં એ રડી પડી—બેફામ રડી, ધ્રુસકે ધ્રુસકે રડી ! એણે પોતાની અને માલમની વાત કરી. મેં એને શાન્ત કરી ત્યારે એણે છેલ્લે કહ્યું : 'હું—હું આવા કમનસીબને લાયક નથી.' એને વળાવવા મેં બારણું ખોલ્યું ત્યાં બે હાથ જ દૂર છાપરાના થાંભલાને અઢેલી પેલો ગાંડો ઊભો ઊભો બીડી પીતો હતો.

મને ફાળ પડી, પણ બીજી પળે મેં રુઆબથી બૂમ મારી, 'ચલ એ પાજી, નીકળ અહીંથી !'

એ બીડીને પગ નીચે ઓલવવા ઊલટું મારી સામે ચડ્યો. મારા હાથમાંનું ફાનસ પકડ્યું અને બીજા હાથે મારું ગળું દાબ્યું. મેં ફાનસ જવા દીધું. હું જમીન પર પટકાઈ પડ્યો. એણે વરુ જેવાં બે પગલાં ઓસુની વહુ તરફ ભર્યાં અને ફાનસને અજવાળે એને નીરખીને જોઈ. એ કશું બોલ્યો નહિ અને બાજુમાં સરકી જઈ ફાનસને પોતાના મોઢા આગળ ધરી ઊભો રહ્યો. ઓસુની વહુએ એને જોઈ લીધો અને તરત જ માથાની ઓઢણી ખેંચીને લાજ તાણી.

કાળાં પાણીમાં સરી જતી મોતીની માછલી જેવી એ અંધારામાં સરી ગઈ.

પેલા ગાંડાએ મારો કાન પકડીને મને ઊભો કર્યો. અને કહ્યું :

'આ વાત બહાર ગઈ છે તો તારો જાન લઈશ સમજ્યો ? હું કાળો માલમ છું !'

એ ય જતો રહ્યો. પાછળ એ જ કાળી અંધારી રાત, ખારાં છંટાતાં પાણી અને ઊડતી ધૂળ બાકી રહી ગયાં—એ વાતને છ વરસ થઈ ગયાં. ત્યાર પછી અહીં આ ભંગારમાં અને આજુબાજુ ચાહની ઊકળતી તપેલી અને ઊડતી ધૂળ સિવાય બીજું કંઈ જાણવાજોગ બન્યું નથી.

બે ત્રણ કૂકડા એકી સાથે વાંકી નાળ પાછળથી બોલી ઊઠ્યા.

'વાંકી નાળ મારી હોટલથી બહુ દૂર નથી માસ્તર, પણ વચમાં એ ગાંડા કાળા માલમની દીવાદાંડીની ચોકી નીચેથી પસાર થતાં જાનનો ભય લાગે છે !'

હું હસ્યો.

આ મરુભૂમિમાં પણ કોણ જાણે આવું કેટકેટલું બનતું હશે ?

'હવે સૂતા નહિ માસ્તર, ત્રણ કલાક પછી તમારું વહાણ લંગર ખેંચશે ! ચાલો, રામ રામ ત્યારે !'

કહી હોટલવાળો પાછો ફર્યો.

'જરા—એક છેલ્લી વાત પૂછી લઉં ?'

'અરે હા.' હોટલવાળાએ પાછા ફરતાં કહ્યું: 'હું જ તમને એક વાત કરવી ભૂલી ગયો. ઓસુ નપુંસક હતો.'

હોટલવાળો ધીમે પગલે પાછો જતો રહ્યો. મેં પૂર્વમાં જોયું તો અજવાળું ઊગી રહ્યું હતું.

---

# હીરો ખૂંટ

**આંધી** ચાલી ગઈ એટલે હું અને હરિ આકડાના જૂથમાંથી ધૂળ ખંખેરતા બહાર નીકળ્યા. અમે જ્યાંથી ચાલી આવ્યા હતા એ લૂખી ભૂખી ધરતી પર મેં ધૂળનો ગોટો અંધારું પાથરતો ચાલી જતો જોયો. અમે ચાલી આવ્યા હતા એ લાંબી કેડી અંધારામાં લીન થતી મેં જોઈ. અને દૂર ત્યાં ભૂખી ધરતી સિવાય બીજું કશું નહોતું—પથ્થર, ઢેફાં, ધૂળ, કાંટાળા છોડવા, કાબર, ચકલી અને કાગડો! અને એ બધાં પર ફરી વળતો, દઝાડે એવો તડકો અને હવે ઝંઝાવાતી પવન! ધરતીના પેટમાં કશું કંઈ નહોતું—ગર્ભાધાનની તાકાતે ય નહોતી. બીક અને સંશયથી એ વેરી આકાશ તરફ જોઈ રહી હતી.

મેં એવી ધરતી તરફ પીઠ ફેરવી ત્યારે હરિએ સામેની વાડી બતાવતાં કહ્યું: 'ચાલ, ત્યાં હાથ મોં ધોઈશું.'

એ બકાલીની વાડી હતી, કારણ કે ત્યાં વ્યવસ્થા જેવું કંઈ નહોતું. અને બકાલી વાવની કૂંડી પર બેઠો બેઠો ચલમ પી રહ્યો હતો. અમને વાવમાંથી પાણી સીંચતા અને હાથમોં ધોતા એ મૂઢની માફક જોઈ રહ્યો. હરિએ એને પૂછવાની ખાતર જ પૂછ્યું:

'ગામ કેટલુંક દૂર છે અહીંથી?'

જવાબમાં એણે ચલમ ઠોકીને કૂંડી પર ખાલી કરી અને સફાળો ઊભો થયો. માથા પરથી સરી જતી પાઘડીને એણે કઢંગી રીતે દાબીને બેસાડી.

'ચાલો, હું ય એ તરફ આવું છું.'

ધોરિયામાં ભીંજાતા ખાસડામાં એણે જેમતેમ પગ નાખ્યા. અને અમે બહાર પડ્યા. 'ક્યાંથી આવો છો, ક્યાં જાઓ છો' વગેરે પૂછ્યા પછી બકાલી ચુપ રહી ગયો.

બપોર નમવા માંડ્યા હતા. અને અમે પસાર થતા હતા એ ધરતી સૌમ્ય રૂપ ધરતી જતી હતી. જો કે પવનમાં હજી જોર હતું તો ય આખા

દિવસના તાપ પછી એની ઠંડી ગલીપચી મને ગમવા માંડી હતી. બકાલી ઓચિંતો ઊભો રહી ગયો. એણે રસ્તાની બાજુમાં આંગળી ચીંધી અમને બતાવ્યું, 'આ–ચિત્તાના પગની છાપ જોઈ? હમણાં અહીંથી પસાર થયો હોવો જોઈએ.'

મને એની વાતમાં કંઇ રસ પડ્યો નહિ અને કંટાળો ઉપજ્યો.

'અહીં કાળો કેર વર્તાઈ રહ્યો છે. કોઈનું ઢોર, કોઈનું જાનવર સલામત નથી.' એણે બોલવું શરુ કર્યું. હું જાણી જોઈ પાછળ રહ્યો. 'કોણ જાણે શું થવા બેઠું છે–શું થવા બેઠું છે.' કહેતાં એનો અવાજ મરતો મરતો અંદર પેસી ગયો. હરિ મારી સામે જોઈ મૂછમાં હસ્યો.

અમે ચાલ્યા કર્યું. લોકોની અવરજવર વધવા લાગી. રસ્તાની બન્ને બાજુ વાડીઓ ઊભરાવા લાગી. ક્યાંકથી ચમેલીની સુવાસ, ક્યાંકથી પેરૂની ફોરમ અને કોઈક ઠેકાણેથી એકલવાયા ચંપાની તીણી સુવાસ વાતાવરણ બહેકાવી જતી.

અમે મહંતની વાડીનો ખૂણો વળ્યા અને મેં જોયું તો સામેથી આઠેક ભંગીઓ એક મહાકાય બળદનું મુડદું ઊંચકી આવતા જણાયા. એ દૃશ્ય આ ઘડીએ આંખને ખૂંચે એવું હતું. મારું મોઢું પરાણે મરડાઈ ગયું.

'આ તો હીરો ખુંટ!' બકાલીએ બૂમ મારી. 'મરી ગયો?' એને ઊંચકનાર ભંગીઓ પસીનાથી રેબઝેબ બન્યા હતા. એમાંના એકે કહ્યું 'મારી નાખ્યો.'

'કોણે?'

'ફોજદારે.'

'હેં–હેં! ક્યારે?'

શ્રમથી હાંફતા એ લોકોમાંથી કોઈએ બકાલીને વધારે ખબર આપી નહિ. અને હીરા ખુંટનું મુડદું આંબલી આગળ વળાંક લઈ અદૃશ્ય થયું ત્યાં સુધી બકાલી એની પાછળ જોઈ રહ્યો.

'હીરો ખુંટ મરી ગયો–વાહ!'

વાહ ? હું મારી મરજી વિરુદ્ધ કારણ વગર હસી પડ્યો પણ હરિએ પૂછ્યું:

'કેમ, એમાં ખુશ થવા જેવું શું છે ?'

'અરે–' કહેતો બકાલી અમારી તરફ અદાથી ફર્યો 'એ ગાંડા થઈ ગયો હતો. એણે આજ સુધીમાં મારો, કંઈ નહિ તો, પચાસેક મણ બકાલો પડાવીને ખાધો હશે–મારો એકલાનો નહિ, મારકીટમાં બેસવાવાળા દરેકનો !'

બકાલીએ હરિ પાસેથી બીડી માગી લીધી. અને બે દમ ખેંચી એણે પોતાની વાત શરુ કરી:

'હીરો ખૂંટ–મારકીટનો બાદશાહ! એને નહિ જોયો હોય તમે! મુડદું નહિ–જીવતો જાગતો! જોવા જેવો હતો. આખો કાળો અને ગોળંગોળ! માર ખાઈ ખાઈને એની પીઠની ચામડી તેલ પીધેલાં ચામડાં જેવી બની ગઈ હતી. એનામાં બધે માર ખાવાની કરામત હતી. લોકો હાથ પડે ત્યાં બેફિકર બની એને મારતા. એનાં મોઢે ઢીંમડાં જામી ગયાં હતાં અને પગ ગૂગળના લાકડા જેવા ગાંઠાળા દેખાતા.

હીરો મારકીટમાં દાખલ થાય અને એના નામની બૂમ પડે: 'આવ્યો! આવ્યો!' બકાલીઓ ત્રાજવાં પછાડી ઊભા થઈ જાય અને ટપોટપ ટોપલા ઊપાડી મારકીટની બારીએ કે ઊંચા પાટલે મૂકવા મંડી પડે. જેને ટોપલા ઊંચકવાનો વખત ન મળે એ લાકડી, પથરા, તોલાં જે કંઈ હાથમાં આવે એ લઈ એની સામા થાય. છોકરાંઓ તમાશો જોવા ભેગા થઈ જાય. જરા વારમાં મારકીટનું ચલણ બદલાઈ જાય. અને હીરો ચાલ્યો આવે. ડાબે જમણે માથું ફેરવતો, ચોકકસ ધીરા પગ ભરતો અને એની ડુંગર જેવી, ભારે અને માંસલ કાંધ હલાવતો એ બેફિકર ચાલ્યો આવે. જ્યાં લાગ મળે ત્યાં ટોપલીમાં માથું નાખે. એને હમેશ માર પડે અને એ કોઈ દહાડો ન તો અટકે, ન તો પાછો ફરે. એક ઝપાટે જેટલું મળે એટલું લઈ એ ચાલતો થાય. એણે જ્યાં નેમ બાંધી એ બકાલો લૂંટાયે જ છૂટતો. મારકીટમાં એક વખત દાખલ થયો તો એને અટકાવવાની કોઈની તાકાત નહિ. ગમે એટલો માર ખાય પણ

એ કોઈ દહાડો છેડાતો નહિ. લક્ષ્મીનારાયણના હવાડા આગળ એ ઊભો હોય ત્યારે છોકરાઓ એની પીઠ પર ચડી બેસે, એની આજુબાજુ દાવ ખેલે અને એના પગમાં આળોટે. એણે કોઈને ઈજા નહોતી પહોંચાડી.'

બકાલીએ ઓલવાઈ ગયેલી બીડીનાં ઠૂંઠાંને દૂર ફેંક્યું અને વાત આગળ ચલાવી:

'એક વખત મકનાની આંબાની ટોપલીમાં એણે માથું નાખ્યું. એ આંબાનો પહેલો ફાલ હતો. મારકીટમાં બીજે ક્યાં ય આંબા નહોતા. મકનાનો મિજાજ ગયો. એણે ડંડાઓ વીંઝવા માંડ્યા. પણ હીરો ખૂંટ કંઈ ડગે? અને મકનાનો જીવ બળી ગયો. એના ડંડાને છેડે એક અણિયાળો ખીલો હતો—એ એણે હીરાના પેટમાં ઘોંચવા માંડ્યો. હીરો સાપની માફક આમતેમ પેટ હલાવતો જાય અને આંબા ચાવતો જાય. મકનો ગુસ્સાથી ગાંડો બન્યો. એણે સામા ફરી ખૂંટની આંખમાં જોરથી ખીલો ઘોંચી દીધો. ખૂંટે એક ઓચિંતી આભ ફાટી જાય એવી રાડ પાડી. અમે ઊભા થઈ જોઈ જ રહ્યા. લોહીની નીક વહેવા લાગી. ખૂંટ ઘૂંટણ ખોડી દઈ જમીન પર માથું ઘસવા લાગ્યો અને રાડો પાડ્યા કરી. લાદીઓ લોહીથી ઢંકાઈ ગઈ. આખી મારકીટ આભી બની ખૂંટને અને મકનાને જોઈ રહી. ચોકીમાંથી ફોજદાર આવી પહોંચ્યા. બાજુના લક્ષ્મીનારાયણના મંદિરમાંથી શંકર મહારાજ પણ આવી ચઢ્યા. ખૂંટે રાડો પાડ્યા કરી અને માથું ઘસ્યા કર્યું. થાકીને લોથ થઈ એ પડી ગયો ત્યારે એનું મોટું હાથી જેવડું પેટ, બીક લાગે એમ હાંફવા માંડ્યું. વારે ઘડીએ એના પગ અને માથું ખેંચાતાં. અમે બધા મોઢું ફાડીને અને આંખો વિકાસીને જોઈ રહ્યા. મારકીટમાં મારી બાજુમાં બેસતી પેલી છકેલ હુલીમાએ તોબા પુકારી નિઃશ્વાસ છોડ્યો, અને ગલ્લા પર બેસતાં બેસતાં જોરથી બોલી, 'મકનો મૂઓ બામણ છે કે કસાઈ?' ત્યારથી મકનો 'મહારાજ' મટી 'કસાઈ' કહેવાયો.

બે દિવસ સુધી પોતાના છાણમૂતરમાં આળોટતો એ એમ જ પડ્યો રહ્યો. એનાં મોઢાં આગળ લોકોએ બકાલાનો ઢગ કર્યો પણ એણે એક તણખલું ય મોઢામાં ન નાખ્યું. ત્રીજે દહાડે એ ઊઠીને ઊભો થયો. ઊભા રહેતાં પગ ધ્રુજ્યા તો ય એ જરાવાર ઊભો રહ્યો. પછી કાગડાની

જેમ માથું ડાબે જમણે ફેરવતો એ એની હમેશની બાદશાહની અદાથી મારકીટ છોડી ગયો—તે સીધો પહોંચ્યો લક્ષ્મીનારાયણના હવાડે. ત્યાં પેટ ભરીને પાણી પીધું અને શોખથી કીચડમાં આળોટયો.

ચોથે દહાડેથી એણે પોતાનો, મારકીટમાં ધાડ નાખવાનો વ્યવસાય પાછો ચાલુ કર્યો. એની એક આંખ ગઈ એટલે લોકોએ એનું નામ પાડયું 'હીરો.' એ હીરો ખુંટ—એનું મુડદું તમે હમણાં પસાર થતું જોયું.'

આટલી વાત કરી બકાલી ચુપ થયો.

અમે તાલુકાના થાણા આગળ આવી પહોંચ્યા હતા. ત્યાં ત્રણ રસ્તાઓ છૂટા પડે છે. એ ચોકની વચમાં આંબલી અને વડ આજુબાજુમાં ઊભાં હતાં. ઉપર આસમાનમાં એમની ઘટા એક બીજામાં ગૂંથાઈ હતી. એક બાજુ બે હોટલો, સામે ધર્મશાળાની પાછળ એક નાનકડી લજવાતી ઝૂંપડીમાં એક કામચલાઉ પીઠું હતું. માલથી ભરેલાં અને માફાવાળાં ગાડાંઓ છુટયાં પડયાં હતાં. બળદ અને ઊંટ શાંતિથી વાગોળતાં હતાં. ચોથે ખૂણે એક ચારકોશી વાવ મીઠું મીઠું રડી રહી હતી.

અમે આગળ વધવાનું કર્યું. પણ બકાલીએ કહ્યું.

'ચાહ પીશું ?'

મેં હસીને ના પાડી ત્યારે એણે ખચકાતાં કહ્યું :

'જરા થોભશો ? હું આ આવ્યો—અબઘડી !'

કઢંગી રીતે ઉતાવળ કરતાં એના પગનું એક ખાસડું નીકળી ગયું. એણે બીજાને દૂર ફેંકયું અને ધર્મશાળા પાછળ એ દોડતો ચાલ્યો ગયો.

મેં નજર ફેરવવા માંડી. આંબલીની ઘટામાં મેં ચામાચીડિયાં લટકતાં જોયાં. દૂર જારનાં ઠૂંઠાં પર એક ગીધ ભૂખી નજર ફેરવતું બેઠું હતું. હજુ પવન વાવો અટકયો નહોતો અને આકાશ મૂંઝાયા કરતું હતું.

મને અહિંથી ચાલી નીકળવાનું મન થયું. હું મારો અણગમો વ્યક્ત કરું તે પહેલાં ધર્મશાળા પાછળથી બકાલી મોઢું લૂછતો, દાળિયા ચાવતો ચાવતો દેખાયો. એની ચાલમાં નઝાકત આવી ગઈ હતી.

એનો જમણો હાથ હવે મૂછ પર ફરી રહ્યો હતો. એણે ખાસડામાં પગ નાખ્યો ત્યારે હરિએ મશ્કરીમાં કહ્યું :

'બહાદૂર, મિયાં!'

'કંઈ નહિ—આ તો અમસ્તું, જરા નવટાંક પેટમાં નાખી લીધું! ઠંડી છે ને? કોઠાની ગરમી સચવાઈ રહે હેં! —હા—હા—હા!!'

અમે આગળ વધ્યા.

પવનના સપાટા ધરતી પર ધૂળનાં મોજાંઓ ફેલાવી રહ્યાં હતાં નાના છોડ હજી ય ત્રાસથી કંપી રહ્યા હતા.

'અસલ વાત એમ છે, સાહેબ,' બકાલીએ દાળિયા ખાઈ લીધા એટલે એની વાત આગળ ચલાવી 'કે તાલુકામાં એ ખૂંટને લાવનાર હું. સરહદ પર ગોળની ભીલીઓ પહોંચાડવા ગયો હતો. પાછા ફરતાં, રણના કાંઠા પર, પીરની જગામાં રાત ગળી. ત્યાં સિંધીઓની પોઠ પડી હતી. તારાઓની રોશની ઓલવી નાખે એવો સખત પવન વાતો હતો અને લોહી થીજી જાય એવી ઠંડી પડતી હતી, એટલે હું સિંધીઓ સાથે તાપણીએ તાપતો બેઠો હતો. અરધી રાત પછી કાફીઓ ગવાઈ રહી ત્યારે કાવો પીતાં પીતાં એમાંના એકે કહ્યું :

'સાંઈ, એક સોદો કરવો છે?'

'સોદા જેવો સોદો હોય તો કરીએ પણ.' મેં કહ્યું; ત્યારે એણે મને દૂરથી એક આખલો બતાવ્યો. તાપણીના અજવાળામાં મેં એની આંખમાં વીજળી જોઈ. મેં એની કિંમત આંકી લીધી. મને સોદામાં રસ પડ્યો.

'બોલ, તારે મોઢે મૂલ!'

સિંધીએ એ પણ કહ્યું કે એના બાપે આખલાને 'ખસી' કર્યો ત્યારથી એ સિંધીઓની જાતને જોઈને ભડકતો હતો. એટલા માટે એને કાઢી નાખવો હતો. બીજી સવારે મેં એ આખલાને ચકાસી જોયો. મેં એનામાં ઊંડાં રતન જોયાં અને ખરીદી દીધો. ઘેર લાવી ઘી ગોળ પાઈ એને તૈયાર કર્યો. અને પહેલી જ ધનતેરશની દોડમાં એણે મને જરીની પાઘડી અપાવી.

અસલ કાબુલી જરી જેવા ચમકતા એના કાળા વાળ, મોટી, ચકોર અને મસ્ત આંખો, ઉપર નાનાં, રંગેલાં, ખુંટિયાં શીંગડાં અને રાજાણા ઘોડા જેવો રુઆબદાર સીનો! જેના પર મરી ફીટવાનું મન થાય એવું જાનવર હતું!

મેં એને બે વરસ ખેડ્યો અને પેટનાં બચ્ચાં જેમ પોષ્યો. સવારના ઊઠતાં વેંત એના પર નજર પડી જાય તો મારો દિવસ સુધરી જતો. આખા તાલુકામાં એની જોડ નહોતી. એના માગાં આવતાં—મોંમાગ્યા દામ મળતા પણ મેં એને વેચવાનું ન કર્યું. એક વખત એણે દાક્તરને વરસતે વરસાદે પૂર આવેલી નદી ઊતારી પાર કર્યો. અમે તે દહાડે મોત સાથે લડ્યાં હતા. દાક્તરની હિંમત અને આખલાની તાકાતે અમને બચાવ્યા. પણ બીજે દિવસે હું તાવથી પટકાઈ પડ્યો. ત્રીજે દહાડે ન્યુમોનીઆ જાહેર થયો અને છઠ્ઠે દહાડે હું મરતાં મરતાં બચ્યો. ત્યાર પછી તબિયત લથડી તે બે મહિના વાડીએ પડી રહેવું પડ્યું. ત્યાં સુધી આખલાએ ઊભાં ઊભાં ખાધું અને એના અંગમાં અવળી મસ્તી ભરાઈ.

એને ખેડતાં જરા બેપરવાહ રહ્યા કે તરત જ રસ્તો ઊતરી જઈ આડો ખેંચવા મંડે—લાગ જોઈને પાટલી પરથી લટકતા પગ તરફ લાત ઊરાડે. એક વખત એણે મારી છોકરીને લાત મારી ને પગનું હાડકું ભાગ્યું ત્યારથી મારું એના પરથી મન ઊતરી ગયું. મેં એને લધા કણબીને નજીવા દામમાં વેચ્યો. લધાએ એને મારી મારીને પાંસરો કરવાનું કર્યું પણ એ સુધર્યો નહિ. એક દહાડો એ ભાગી નીકળ્યો. લધાના મનથી એમ કે ટાઢે પાણીએ ખસ ગઈ.

થોડાક મહિના એણે ખેતરોમાં અને વાડીઓમાં ધાડ પાડતાં ફર્યાં કર્યું. એક રાતના ચિત્તાના મોઢામાંથી બચી જઈ ગામમાં પેઠો તે બહાર નીકળ્યો જ નહિ.

એણે પીઠ પર ત્રિશૂળનો ડામ લીધો અને ખુંટ બન્યો. અને માર્કીટનો બાદશાહ કહેવાયો. એની આંખ ફોડીને મકનો 'કસાઈ' કહેવાયો અને ખુંટ 'હીરો' બન્યો પણ...' કહેતાં બક્કાલી ઓચિંતી ઉધરસ ખાતાંખાતાં ઊભો રહી ગયો. અને મારે ખભે ટેકો લઈ, છાતી દાબતાં,

એણે માથું ઝૂકાવી દીધું. હું ગભરાટમાં જોઈ જ રહ્યો. હરિએ એને બીજી તરફથી ટેકો આપતાં પૂછ્યું, 'શું થયું?'

એણે હાથથી ઇશારો કરી થોભવાનું કહ્યું અને જોરથી ખાંસી ખાવા લાગ્યો. અમે એને એક મોટા પથરા પર બેસાડ્યો. ફીણ જેવા બળખા નીકળ્યા ત્યારે એની ખાંસી શમી. એણે ઊંડા શ્વાસ ભરતાં કહ્યું, 'નીમોનિઆ પછી છાતી ખોખરી થઈ છે. દાકતર કહે છે, મને હાર્ટનું દરદ છે—અને કોક દહાડો આમ જ રસ્તામાં મરી જઇશ! અંહ! અને આવું થાય છે ત્યારે ઘડીભરમાં મોતને નજરોનજર જોઈ લઉં છું.—અંહ—હવે બીક પણ નથી લાગતી, અંહ—અંહ—ખોં, ખોં, ખોં—' કહેતાં ફરી એની ખાંસીનાં ભસરડાં ફરવા લાગ્યાં.

અમે પણ એની બાજુમાં બેઠા. એ વખતે સાંજ પડવા આવી હતી. ઘેરાં ઘેરાં અંધારાં ઊતરવાની શરૂઆત થઈ ચૂકી હતી. અને દૂર અજવાળી ક્ષિતિજ આડે બાવળનાં ઠૂંઠાં ભૂતિયાં રૂપ ધારણ કરી રહ્યાં હતાં. ગામના ગઢથી અમે બહુ દૂર નહોતા. લક્ષ્મીનારાયણના મંદિરના શિખરે ધજામાં અટવાતી, શરમાતી બત્તી મેં જોઈ. હમણાં જ આરતી થશે. અને નોબત વાગશે—અને લાંબી, ભૂખી ધરતીને ખૂંદી આવી વસતીમાં આવી પહોંચ્યાંનો મને આનંદ ઉદ્ભવ્યો.

બકાલીએ હરિ પાસે ફરી બીડી માગી. અમે ત્રણેએ બીડી પેટાવી. બકાલી ચલમની માફક બીડી પીતાં, સળગતાં, લીલાં લાકડાં જેવો ધૂંધવાઈ રહ્યો.

'હવે છેલ્લી વાત!' એણે ખાંસીનાં બે ઠસકાં ખાઈ ખુંટની વાત આગળ ચલાવી:

'હીરાને છેલ્લે છેલ્લે એક દોસ્તદાર મળી ગયો—એ હતો અડીબાજ ગધેડો! અને એ દોસ્તી આબાદ જામી ગઈ. મારા ઘરની બાજુમાં અબુ કુંભારનું ઘર છે. અબુનાં નવ ગધેડાંમાં એક અડીબાજ ગધેડો હતો. વહેલી સવારના અબુ એનાં ગધેડાંને ગોતવા નીકળે. તેમાંથી એ અડીબાજને ઘેર લાવતાં એને પસીનો છૂટી જાય. પછી એના પર રેતીનો ભાર મેલે એટલે એ બેવડો વળી કમાન થઈ જાય; અને કહેવતના ગધેડા જેવો, ચાલવાની ના કહી આબાદ ઊભો રહી જાય. પછી અબુ કુંભાર

એને હોકવા માંડે—હોકાને થાકે ત્યારે અડીબાજ ચાલે. સાંજે ઘેર આવી પોતપોતાનું પેટ ભરવા અણુ બધાં ગધેડાંને ગામમાં છૂટાં મેલી દે. તેમાંનું દરેક ગધેડું પોતપોતાનાં નક્કી કરેલાં ફળિયામાં પહોંચે. પણ અડીબાજ આખું ગામ ઢૂંઢે. કૂતરાંઓને એની તરફ ખાસ નફરત! એ આવે ત્યારે મોડી રાતે પણ કૂતરાં એની પાછળ ભસવા મંડે અને એ પણ ભૂંકતો ભૂંકતો, લાગ આવે ત્યારે એકાદ કૂતરાને લાત મારી ચીસ પાડતો કરે. હીરા ખુંટ પછી આ અડીબાજ—(લોકોએ એનું નામ અડીબાજ જ રાખ્યું)—ઠીકઠીક નામ કાઢતો હતો.

ચાંદની રાતના ગામનાં વંઠેલ છોકરાં અડીબાજ પર સવારી કરે ત્યારે એ ખાસ રંગમાં આવી જાય—દોડાદોડ કરે, લાતો ઉરાડે, પડે અને પાડે. કેટલાક તો અડીબાજના ખાસ શોખીન! એને કો'ક દહાડો ટોપી પહેરાવી જાય, જૂનાં ખાસડાં ગળે બાંધી જાય, અને દિવાળીના દિવસોમાં એના પૂંછડામાં ફટાકડાની સળ બાંધી સળગાવે.

એક મોડી રાતે મારકીટ પાછળની ચાહની હોટલ બંધ થવાની તૈયારીમાં હતી ત્યારે અડીબાજ અમસ્તો જ ત્યાં પહોંચ્યો. હોટલવાળાએ આખા દિવસની ઊકળેલી ચાહની ભૂકી દરવાજા આગળની કૂંડીમાં નાખી અને અડીબાજે એમાં મોઢું નાખ્યું અને ખાવા લાગ્યો. એને ચાહ ગમી હશે તે બીજી રાતે પણ આવી પહોંચ્યો અને હોટલ બંધ થવાની રાહ જોતો માથું નીચું કરી, પાછળનો એક પગ વાંકો રાખી પૂંછડાથી માખીઓ ઉડાડતો ઊભો રહ્યો. ત્રીજે દહાડે આવ્યો, અને પછી રોજ આવવા લાગ્યો. એને ચાહની ભૂકીનું બંધાણ થયું—તે એટલે સુધી કે કો'ક દહાડો હોટલ મોડી બંધ થાય અને અને 'ચાહ'નો ટાઇમ ટળી જાય તો એ રડારોળ કરી નાંખે. હુસનઅલી ચાહવાળો ગાળો દેતો. ચાહની ભૂકીનું ટોપલું લઈ કૂંડીમાં નાખે.

'લે, લે! માળા માગતલ! તું 'ખુદાબખસ' બંધાણી ખરો નીકળ્યો!'

ભૂકી ખાઈ એ મારકીટની આજુબાજુ ટહેલતો ફરે. હીરો ખુંટ પણ ત્યાં જ હોય. એ બન્નેને એકબીજાથી ઠીક ગોઠી ગયું. અને આબાદ દોસ્તી જામી. સાંજે અણુ પાસેથી છૂટી અડીબાજ મારકીટ તરફ વળે.

રસ્તામાં જે કંઈ મળ્યું એ ખાઈ લઈ, અંધારું થાય એટલે મારકીટ પાછળની 'સોડા વૉટર'ની ફેક્ટરી આગળ આવી પહોંચે. બનતાં સુધી હીરો ત્યાં હાજર જ હોય. એકબીજા તરફ જોતા એ સામસામે ઊભા હોય અને રાત વહી જાય. કો'ક વખત માથું ઊંચું કરી ઉપલો હોઠ હલાવતો, ધીરો હળવો અવાજ કરતો અડીબાજ હીરા તરફનું પોતાનું વહાલ વ્યક્ત કરે. કો'ક વાર હીરો પોતાનાં નાનાં ખુંટિયાં શીંગડાં ધીમેથી અડીબાજની કુખમાં ભેરવી ગલગલિયાં કરે.

એક વખત પુનમચંદ શેઠ માનસંગની દુકાને પાન ખાવા ઊભા હતા ત્યાં એમની નજર આ હીરા–અડીબાજની પ્રેમચેષ્ટા પર પડી. માનસંગે પુનમચંદની આંખોની નેમ પારખી અને મશ્કરીમાં પૂછ્યું:

'શેઠ! જોયુંને?'

'હા જોયું,' પુનમચંદ કહે 'આ બધી પડતીની નિશાની છે!' હનુમાનજીના પુજારી લાલગર બાવા પણ ત્યાં દુકાન પર હાજર હતા. એમણે હસતાં હસતાં કહ્યું:

'ત્રણ દુકાળ તો વટાવ્યા શેઠ, પણ હવે ચોથો નહિ નીકળે!'

'નીકળે કે ન નીકળે પણ આ જુઓ, નજરે જોઈ લ્યો! હવે તો પશુઓમાં ય પાપ પેઠું છે. એમના નસીબે અને પુણ્યે અત્યાર લગી એ છાંટા વરસાદ પડતો હતો! હવે તો' કહેતાં એમણે હીરાનું ગળું ચાટતા અડીબાજ તરફ આંગળી કરી, 'આ આવું ચાલ્યા કરે છે ત્યાં લગી આપણું ઊંચું આવવાનું નથી–હા–હા–ખરું કહું છું!' કહી સરી ગયેલી પછેડીને ખભે ભેરવી પુનમચંદ શેઠે ચાલવા માંડ્યું.

અને લાલગરની દુકાનેથી પુનમચંદની એ વાત આખા ગામમાં પસરી. લોકો પહેલાં તો હસવા લાગ્યા. હીરા–અડીબાજની દોસ્તી 'પડતીની નિશાની' તરીકે ગવાઈ ગઈ.

મોડી રાતે અડીબાજ હુસનઅલીની હોટલે ચાહની ભૂકી ખાવા જાય ત્યારે હીરો ખુંટ પણ એની સાથે હોય. ચાહ પીનાર કોઈક તરત જ બૂમ મારે,

'હુસનઅલી, આ આવી 'પડતીની નિશાની!' હોટલ બંધ કર!'

અડીબાજ ભૂકી ખાય અને હીરો દૂર ઊભો ઊભો જોયા કરે. હુસનઅલી હૉટલ બંધ કરી ઘર તરફ વળે ત્યારે અડીબાજને હીરાને પડખે પડખે ચાલતો જુએ અને રોજ માથું ધુણાવી તોબાહ પુકારે, અને કહે,

'ખુદા કરે તે ખરી ! બાકી આ 'જુગલ જોડી' જરૂર પડતી લાવશે !'

અને આ વરસે આષાઢમાં ઉકળાટ થવાને બદલે પવન ફૂંકાવા લાગ્યો. આદ્રા નક્ષત્ર વટાઈ ગયું. કાળાં વાદળ આકાશમાં ઊભરાઈ ઊભરાઈ, વળ ખાઈને ચાલ્યાં ગયાં. ધૂળ ઊડવા લાગી. ખેડુતો વાવણી કરી, લમણે હાથ દઈ બેસી રહ્યા. ભાદરવો આવ્યો. લોકોની ઈંતેજારી અને ચિંતા વધી પડ્યાં. ઘાસનો સંગ્રહ હવે બીલકુલ નહોતો અને ઢોરોમાં ભૂખમરા પછી રોગચાળો પેઠો હતો. સીમમાં ઠૂંઠાં ઝાડ અને ભુરી ધરતી નિઃશ્વાસ છોડવા લાગ્યાં. આકાશમાં ધૂળ, ગીધ અને કાગડા ઊડતા રહ્યા.

ક્યાંકથી વાત આવી કે એક કણબીએ બધું વેચી મારી બે દુકાળ વટાવ્યા. એની છેલ્લી વધેલી મૂડીમાં એક ગાય એણે વેચી નહિ અને એ બન્નેને ભૂખે મરવાનો વખત આવ્યો ત્યારે બૈરીછોકરાંને રઝળતાં મેલી એ ગાય સાથે બળી મૂઓ. એ વાત ખોટી હોય તો ય સાચી માનવા જેવો આ કપરો કાળ હતો. અધૂરામાં પૂરું, એક દહાડે વીસેક દુકાળીઆઓએ ગામમાં આવીને કોરટના દરવાજા આગળ ત્રાગાં કરવાની ધમકી આપી. ગામમાં હાહાકાર વરતાઈ રહ્યો.

એક સાંજે કોઈ ટીખળીએ હીરા—અડીબાજ તરફ આંગળી ચીંધી કહ્યું:

'આ અવદશાનું મૂળ કારણ આ છે !'

'હું પહેલેથી જ કહેતો આવું છું !' પુનમચંદે પોતાની દુકાને વાડી ગીરો મૂકવા આવેલ એક ખેડૂતની સામે સહી કરવા કલમ આગળ ધરતાં કહ્યું.

ખેડૂત બધું ગુમાવી બેઠો હતો—એણે મિજાજ પણ ગુમાવ્યો. કલમને દૂર ફેંકી લાકડી લઈને એ દોડ્યો અને અડીબાજ ગધેડાને વીંઝવા મંડ્યો. એને જોઈને બીજો એક કૂદી પડ્યો. એણે હીરાને

ફટકારવો શરુ કર્યો. છોકરાઓ પથરા ફેંકવા મંડ્યા અને જરા વારમાં તો ટોળું ભેગું થઈ એ 'પડતાની નિશાની' હીરા અને અડીબાજ પર તૂટી પડ્યું. એ સાંજે લક્ષ્મીનારાયણની આરતી અને નોબત પણ ન સંભળાયાં—મારકીટ પાછળ એટલો બધો ધ્રોંધાટ વધી પડ્યો! ફોજદારે આંખ આડા કાન કર્યાં. પુનમચંદે બૂમ પાડ્યા કરી,

'બરોબર છે, લાયક છે. આમ જ થવું જોઈએ!'

ટોળાંએ એમને હાંકવા માંડ્યાં. લંગડાતો અડીબાજ અને લોહી નીતરતો હીરો! આ તો દુઃખે પેટ અને કૂટાય માથું એવું થયું. લોકો એ 'જુગલ જોડી'ને મારતા મારતા ગામ બહાર તળાવને પેલે પાર વળાવી આવ્યા અને એમને ગયે જાણે પાપ ગયું હોય એમ, બીજે દહાડે વરસાદ ચોક્કસ આવશે એવી ખાતરીથી કેટલાક ઊંઘી ગયા.

વરસાદ ન જ આવ્યો. આદમજીની દુકાને ફટાકડાની પેટી આવી ત્યારે લખમણ પટેલને થયું કે હવે તો દિવાળી આવી; હવે વરસાદ ક્યાંથી આવે? એણે પુનમચંદના ચોપડામાં મતું મારી વાડી અને ઘર વેચી માર્યાં.

હીરા ખુંટે અને અડીબાજ ગધેડાએ બેત્રણ વખત ગામમાં પેસવાનો પ્રયત્ન કર્યો પણ ફાવ્યા નહિ. હીરો તો ગમે ત્યાં વાડીઓમાં ધાડાં પાડતો. પણ અડીબાજ બધે ઠેકાણે માર ખાતો. એને ગરદનમાં, કાન પાછળ અને પીઠ પર ચાંદાં પડ્યાં—એને કાગડાઓએ ખોદી ખોદીને ઊંડાં અને મોટાં કર્યાં. અડીબાજ કમજોર બની લથડતો ચાલતો. એક રાતના હીરાને ખબર ન પડે એમ અડીબાજ ચિત્તાનો શિકાર બન્યો.

સવારના પણ હીરાએ અડીબાજને જોયો નહિ ત્યારે એની આતુરતા વધી ગઈ. એણે એને શોધવું શરુ કર્યું. વાડીઓ અને ખેતરો, તળાવ, ધોબીઘાટ અને કનકેશ્વરીની દેરી; ક્યાં ય એને પત્તો નહિ મળ્યો હોય એટલે ગામમાં પેસવા ગઢના દરવાજે એ આવીને ઊભો. પાટલા પર બેઠે બેઠે જ મહેતાએ સિપાઈને બૂમ મારીઃ

'અરે લાલજી, આ આવ્યો—હીરો!'

લાલજીએ ભાંગ વાટતાં વાટતાં ઊંચું જોયું અને બોલ્યો,

'આવ્યો?—આવ તો ખરો—આ કાકી જોઈ છે?' એણે બાજુમાં પડેલી બેયોનેટ ચડાવેલી બંદૂક બતાવી. હીરો તો ય 'કાકી' સામે

જેતો આગળ વધ્યો ત્યારે લાલજી ડાંગ લઈને કૂદી પડ્યો. પણ હીરો અટકવાને બદલે સામો ચડ્યો. લાલજીનો ફટકો ચુકાવી એ એની સામે ધસ્યો ત્યારે લાલજી જાન બચાવવા દોડતો ગઢને પગથિયે ચડી ગયો.

હીરો ગામમાં દાખલ થયો. લાલજી એને જોઈ જ રહ્યો અને કહ્યું, 'આજે કંઈ નવાજૂની બનશે.'

તે દહાડે હીરાની ચાલમાં ઝડપ હતી અને માથાના ભારમાં ખુમારી હતી. એણે તરત જ મિજાજ ગુમાવ્યો નહિ. કોઈના ફટકાની કે દૂરથી ફેંકાતા પથરાની પરવાહ કર્યા વગર એ સીધો મારકીટમાં પહોંચ્યો. બકાલીઓ ગભરાયા. કોઈએ હીરાની હાજરી કલ્પી નહોતી. 'આવ્યો! આવ્યો!'ની બૂમ પડી. કેટલાકે એ મશ્કરી માની પણ ફડોફડ ત્રાજવાં પડવા લાગ્યાં અને ટોપલાઓ ઊંચકાવા લાગ્યા! અને ઊંચે માથે, એકની એક લાલ આંખ ફેરવતો હીરો, અદાથી અને ઝડપથી, મારકીટમાં પેઠો ત્યારે લોકો ખરેખર ગભરાયા. જે ટોપલાની બાજુમાંથી હીરો પસાર થતો એ ટોપલાનો માલિક બોથો બનીને જોઈ રહેતો. પણ હીરાએ કોઈ ટોપલામાં માથું ન નાખ્યું. એ અરધી મારકીટ વટાવી વચમાં આવી ઊભો. કાન ઊંચા કરી એણે ચારે બાજુ માથું ફેરવ્યું, બધે જોયું, પણ ક્યાં ય અડીબાજને ભાળ્યો નહિ. એણે જોરથી પૂછડું પોતાની પીઠમાં માર્યું અને ડોક લંબાવી ભાંભર્યો અને પછી મારકીટ છોડી ચાલતો થયો. બકાલીઓ હીરાની આ વર્તણૂક જોઈ જ રહ્યા. સૌ કોઈ એકબીજાને પૂછવા લાગ્યા,

'પણ અડીબાજ ક્યાં?'

મારકીટમાંથી નીકળી હીરો હુસનઅલીની હોટલે પહોંચ્યો. આમતેમ જોયું–પેલી ચાહની કૂંડી આગળ જઈ પાણી સૂંઘી આવ્યો અને પાછો ફર્યો. લક્ષ્મીનારાયણના હવાડે બેચાર આંટા મારી, પાણી પીધા વગર એણે આખું ગામ ઢૂંઢવા માંડ્યું. છેક સાંજે સોડાવૉટરની ફેક્ટરી આગળ એ આવી ઊભો–ઊભો જ રહ્યો! એને ચેન નહોતું. ઊભો હતો ત્યાં પાછલા પગે એણે જમીન ખોદવા માંડી. કાનમાં ગણગણતી માખીઓથી છેડાઈ જઈ એ વારેઘડીએ બરાડા પાડતો અને કૂદાકૂદ કરતો કોઈ કોઈ વાર મારકીટની ભીંતને દોડી દોડીને શીંગડાં મારતો. રાત પડી અને તો ય અડીબાજ ન દેખાયો. રાત વધવા લાગી તેમ હીરાની બેચેની વધી ગઈ. પણ એ સોડાવૉટરની ફેક્ટરી આગળથી આઘો ખસ્યો નહિ. એને

ખાતરી હશે જ કે અડીબાજ ગામમાં હશે તો ત્યાં જરૂર આવશે. મોડી રાત થઈ ત્યારે હીરો હુસનઅલીની હોટલ આગળ આવ્યો. હુસનઅલીએ કૂંડીમાં ચાહની ભૂકી નાખી ત્યારે હીરો ટટ્ટાર થઈ ચોપાસ જોવા લાગ્યો. એની આંખ ફાટીને બહાર નીકળવા જેવી થઈ ગઈ. એની ફરતી નજર ક્યાં ય ચોંટી નહિ. અડીબાજ આખરે હતો ક્યાં? એણે મોટી બૂમ પાડી અને કૂદ્યો. હુસનઅલીની હોટલનાં બેત્રણ દેવદારનાં ખોખાંને લાતો મારીને એ ભાગ્યો. એનો મિજાજ ગયો—એણે પોતાની જાત પરનો કાબૂ ગુમાવ્યો. અરધી રાત પછી એણે ગામના રસ્તાઓ અને શેરીઓમાં દોડયા કર્યું. ક્યાંક એણે ગાડું ઉથલાવ્યું, કોઈક એકલવાયા નિશાચરનો એણે ટાંટીઓ ભાંગ્યો. કોણ જાણે કેટલાં ય કૂતરાં ચગદાયાં. કોઈક દુકાનોના એણે દરવાજા તોડયા. સવારના હોહા થઈ રહી. નિશાળો બંધ રહી અને બજાર અરધી ખૂલી નહિ.

'તે વખતે, સવારના...' કહેતાં કહેતાં બકાલીને પાછી ઉધરસ આવવા લાગી. મને ભય લાગ્યો કે એની છાતીની ધમણ પાછી સંકેલાઈ જશે. પણ બળખો નીકળ્યો એટલે એણે સ્વસ્થ બની આગળ ચલાવ્યું: 'સવારના હું વાડીએ ચાલી નીકળ્યો. અને હમણાં આપણને ખબર મળી કે ફોજદારે આખરે એને ગોળીથી ઠાર કર્યો!'

બકાલી વાત પૂરી કરી, બાજુમાં ઊતારી મૂકેલી પાઘડીને ખોલી માથે બાંધવા લાગ્યો. ખભે પછેડી નાખી મોઢું લૂછતો લૂછતો એ ઊઠ્યો. અને ખાસડામાં પગ નાખતાં એના ટાંટિયા ધ્રૂજી રહ્યા.

'એ હીરો ખુંટ,' એનાથી એક અણધાર્યો નિઃશ્વાસ નંખાઈ ગયો. 'એક વખત મારી એના પર ગજબની મમતા હતી! બિચારો મરી ગયો!'

અમે ગુપચુપ ચાલ્યા કર્યું. કરોળિયાની જાળ જેવી રાત જામી ગઈ હતી આ ઘડીએ મને ક્યાં ય અજવાળાનું ટપકું દેખાયું નહિ અને મને એ અંધારું ઉષ્માભર્યું અને સુંવાળું ભાસ્યું—જાણે મારું અંતર વિસ્તાર પામી બધે ફરી વળ્યું હોય! વડ આગળનો ખૂણો વળતાં ગઢના દરવાજાની બત્તીઓ અમારી ઉપર કૂદી પડી. મારું સુંદર અંધારું સાચવી રાખવા મેં પળવાર આંખો મીંચી દીધી.

---

# આનંદનું મોત

**ડીલાઈલ** રોડ પર આર્થર રોડ હૉસ્પિટલ આગળ, એક આદમી બસમાં દાખલ થતાં દરવાજાંમાં જ ફસડાઈ પડ્યો. એને ઊભો કર્યો પછી કંડક્ટરે પોતાની પાટલુનના પાછળના ભાગમાં ડાઘ ઘસીને સાફ કરી નાખ્યા. આગળની સીટ પર બેઠેલી પારસી બાનુએ એને જોઇ નાકપર રૂમાલ દાબ્યો. એક યુરોપીઅને પોતાની સીટ બદલી. બીજા કોઈએ પોતાના રેઈનકોટનો કૉલર ઊંચો કર્યો.

સમી સાંજે ઇસ્પિતાલમાંથી રજા પામેલો એ ક્ષયનો દરદી હતો. જાણે મનુષ્યશાસ્ત્રનો અભ્યાસ કરવા લાયક જીવતું હાડપિંજર ન હોય! ક્ષયનાં જીવડાંઓના ધાકથી છાતી બેસી ગઈ હતી પણ ગાલનાં હાડકાં બહાદુરીથી આગળ ધસી આવ્યાં હતાં. સુકાઈ ચીપડાઈ ગયેલા હાથમાં ચામડી નીચે હાડકાં, નસો અને સ્નાયુતંતુઓ બેહૂદી રીતે દેખાઈ આવતાં હતાં. બાકીના અંગ પર લેંઘો અને પહેરણ આળસ અને કંટાળાથી લટકી રહ્યાં હતાં. કોટ અને કોટના ખિસ્સામાં ટોપી સરી જવાની અણી પર એના ખભા ઉપર પડ્યાં હતાં. એ બધાં સાથે બંધબેસતી ન હોય એવી એની મોટી આસમાની આંખો ઘડીભર બસમાંની વ્યક્તિઓ પર તો ઘડીભર બહારની દુનિયાપર કુતૂહલથી નાચી રહી હતી.

કંડક્ટરે દૂરથી પૂછ્યું: 'કહાં જાનેકા?'

'**ભીં**ડીબજાર!'

'કુછ સોચ બિચારકે બયઠતા ક્યોં નહિ તુમ લોગ!' એણે જોરથી દોરી ખેંચી અને ડ્રાઈવર આગળ કંડક્ટરની તુમાખીની ઘંટી વાગી. 'ચલો ઊતર જાઓ'

'અરે ભાઇ, હમે કહાં ટ્રામ તક છોડ દો.'

'બોલા, ઊતર જાઓ! સુનતા નહિ!'

'કાયકો ઊતર જાય?' તુમ અપના પયસા લે લો?'

ફરી ઘંટી વાગી. એક આનાની ટિકિટ કપાઈ. ક્ષયનો એ બાદશાહ સાતરસ્તા પર ઊતરી ગયો. સાતરસ્તાથી એ ટ્રામમાં બેઠો—નિરાંતે થાક ઉતારતો હોય એમ આડો વાંકો થઈને બેઠો. એની બારી આગળથી અલબેલી મુંબઈનો એક ભાગ પસાર થતો હતો, એ જોયા કરતો હતો જાણે આ દુનિયા પોતાની જ ન હોય—અથવા હોય તો હવે ક્ષણભર માટે જ એવા કુતૂહલથી! એની આંખો ક્યારેક પરાણે મીંચાઈ જતી અને ત્યારે એના ઇતિહાસનો—ના, એના નહિ, એણે પોતામાં સંઘરી રાખેલા ક્ષયના જીવડાઓના ઇતિહાસનો થોડો ભાગ એનાં મનઃચક્ષુ આગળ તરી આવતો!

બે વરસ પહેલાં એના એક ફેફસાએ એકાદ ક્ષયના જંતુને ઉદારતાથી જગા આપી. આજે એનાં બન્ને ફેફસાંમાં અસંખ્ય જંતુઓને રહેવા ખાવા માટે ખાડાઓ થઈ ગયા હતા. એ જંતુઓ વાલજીની છાતી જ નહિ—એની ઘણી ખરી સંપત્તિ પણ ખાઈ ગયા હતા. એ ગરીબ તો હતો જ. ઘણી બધી ધર્માદા ઇસ્પિતાલોની હવા અને દવા એની છાતી ખાઈ આવી. છેલ્લે આર્થર રોડ ઇસ્પિતાલે ય એને બે મહિના સંઘરી એને 'ડીસચાર્જ' કર્યો. વાલજી હજી ય મરવાનું આળસ કરતો હતો!

બિચારો! ટ્રામની બારીમાંથી બહાર નાસભાગ કરતી એની નજર શો શો સંદેશ એના મગજને પહોંચાડતી હશે? પોતાની ન હોય એવી આ દુનિયામાં હજી ય એના માટે કયા ભાવો સંઘર્યા પડ્યા હતા!

વરસાદના દિવસોમાં સંધ્યાને પણ પશ્ચિમ તરફ વધારે વાર ટહેલવું ગમે છે. વાલજીની નજર એ ટહેલતી સંધ્યાનું અડપલું કરવા એની પાછળ દોડી રહી હતી. ત્યાં બૂમ પડી: 'ભીંડીબજાર બદલી.'

વાલજી નળબજાર ઊતરી પડ્યો. પણ એણે બદલી નહિ કરી. ઝીણાં ઝીણાં ફોરાં ટપકી રહ્યાં હતાં, તુફાની પવન વાઈ રહ્યો હતો. મસ્તીએ ચડેલી સંધ્યા રાત્રિની ધાક વગર રંગ બદલાવે જતી હતી.—નહિ! વાલજીએ ટ્રામની બદલી નહિ કરી. એની અંદરનાં જીવડાંને પણ આ વાતાવરણનો નશો ચઢ્યો લાગ્યો. એણે ચાલવા માંડ્યું.

છ મહિનાના ઇસ્પિતાલના વસવાટ પછી આજે એને તંદુરસ્ત માણસની જેમ રસ્તે ચાલવાની તક મળી હતી. વાલજીના વિચારોમાં

હજી ય યુવાનીની તાકાત હતી. એણે જોરથી પગ ઉપાડ્યા – પણ એ એને તાબે નહિ થતાં થથરી ઊઠ્યા. કંઈ વાંધો નહિ! બીજી વખત એણે એની ચાલમાં બેદરકારી લાવવાનો પ્રયત્ન કર્યો. હાથને ઝટકો આપ્યો. બંકી સાંકળ જેવી ડોકને મરોડ આપ્યો. પાનવાલાની દુકાનના અરીસામાં એણે પોતાનું દર્શન ચોરી લીધું.

અંદરથી એક ઉમળકો ઊઠ્યો અને પહોળા થઈ ગયેલા હોઠો પાછળ પરુવાળા દાંત હસી ઊઠ્યા. મારકીટ આગળથી રસ્તા પર ફેંકાયલી કહોવાઈ ગયેલી શાકભાજી અને ઈંડાંને થથરતા પગ નીચે કચરતો વાલજી લથડતો લથડતો આગળ ચાલ્યો. આજે એને કશી પરવાહ નહોતી. એના ખભા પરથી કોટ સરી જાય છે? છો સરી જતો. એક મોટર એના લૂગડાને અડીને પસાર થઈ જાય છે. પણ વાલજી તો હસીને એની પાછળ જ જુએ છે. આ આનંદની કક્ષાએ મોત આવે તો ય શું? બબ્બે વરસ મોત તરફ કૂચ કર્યા પછી આ આનંદ આજે પ્રગટ્યો હતો. એ આનંદના વેગ સાથે એનું શરીર ભલેને નહિ ચાલી શકતું તો ય એ ડાબે ને જમણે ડોલી રહ્યું હતું. એ ડોલનમાં કોઈક સ્ત્રી સાથે ઘસડાઈ પડતાં વાલજીને ગાળો પડતી. પણ એ કશું સાંભળતો નહિ. એ તો ફેરિયાઓની હાથગાડીમાં ચમકચમક કરતાં કાચનાં રંગબેરંગી વાસણો અને કચકડાનાં રમકડાં પર આંખો નચાવતો ચાલ્યો જતો. અરે શું મજાહ! ભલેને આ દુનિયા એની પોતાની ન હોય! પણ આ આનંદ અને આ અવધિ આજે ઘણાં વરસ પછી એને મળ્યાં હતાં. બસ વાલજીને ચાલ્યા જ કરવું હતું, જ્યાં સુધી શરીર કાબૂમાં રહે ત્યાં સુધી – જ્યાં સુધી આ વેગ વધારતો આનંદ લથડતા શરીરથી આખરે છૂટી જઈ ક્યાંક ઊડી જાય ત્યાં સુધી!

સૅન્ડહર્સ્ટ રોડથી પાયધુની તરફ ખૂણાપર કાપડવાળાની દુકાન આગળ વળાંક લેતાં એ પોતાની જ ચપળતા પર જરા મુસ્કેરાયો. ચારછ શરબતની ગાડીઓએ લપસણી કરી દીધેલી ફૂટપાથ પર એ જરા લપસ્યો પણ તરત જ બેસી ગયો. હસતાં હસતાં ઊઠવા ગયો અને ફરી પડ્યો. પિત્તળની ચમકતી ખીલીઓવાળો ચાબુક લઈ ઊભેલો એક પઠાણ હસી પડ્યો. શરબત ગાડીવાળા એમના ઘરાકોનાં ટોળાં સાથે હસ્યા. સામેની દુકાનમાં ખોળામાં ગજ અને મોટું પેટ લઈ બેઠેલો કાપડિયો પણ હસ્યો.

પણ કંઈ પરવાહ નહિ. બીજો પ્રયત્ન કરીને વાલજી પોતાને મન કોઈ દહાડો નહિ બનાવેલ અદાથી ઊભો થયો.

એ પણ બધાની જોડે જોરથી હસવામાં ભળ્યો. ખૂબ હસ્યો. એનું નબળું શરીર સહન કરી શકે તે ઉપરાંત હસ્યો. આટલો બધો આનંદ! આવા દૂબળા શરીરમાં ક્યાં સમાયો હશે?

અને એ આગળ ચાલ્યો. એની આંખો લાલ થઈ ગઈ. મગજમાં લોહી ધસી આવ્યું. અને ખોપરી પર, નાનકડા સર્પો જેવી નસો દોડધામ કરી રહી. જમણા હાથની પહેલી ગલીમાં વાલજી વળ્યો. એનું નિત્ય જાણીતું વાતાવરણ વહાલભરી રીતે એની નજરને ભેટ્યું.

ઈસ્માઇલિખાનની બકરીનું નાનકડું બચ્ચું દોડધામ કરી રહ્યું હતું. બે ખાટલા પર હલીમાચાચીનાં પાપડ અને સેવ સુકાતાં હતાં. દૂરની મકાનમાં અમદુની તાજી પરણેતર ચોથે માળથી દોરીવતી એક નાનકડી બાસ્કેટ રસ્તા પર સેરવી ભેળપુરી ખરીદી રહી હતી. મેલા બુરખાવાળી મુસલમાન સ્ત્રીઓ, ફાટેલી સાડીવાળી ઘાટણો! ચીકણી આંખો અને ગંદા નાકવાળાં અર્ધનગ્ન બાળકો, કિકિયારી પાડતી મુરઘીઓ પાછળ દોડી રહ્યાં હતાં. જમણી બાજુ ચાર માળનું વલીમામદનું આલીશાન મકાન અને એની બાજુમાં, જાણે એના ખોબામાં બેઠું હોય એવું બેઠા ઘાટનું શંકર લેલેનું મકાન પડી જવાની બીકે લાંબું થઈ સૂતું હતું. એ મકાન અને દૂર દેખાતી 'બકરા ચાલની' પછીત વચમાં 'મેઘા મુરાર'ની ચાલ આવી. હાશ! વાલજીના પગ છેલ્લી વાર એના હુકમનો અનાદર કરી ધ્રૂજી ઊઠ્યા. વાલજીએ ઊંચે જોયું. પહેલો માળ, બીજો માળ, ત્રીજો માળ! બસ એ જ. ગૂણપાટના ફાટેલા પડદા, તુલસી, અજમા અને બારમાસીનાં પાણીનીતરતાં કૂંડાં, આઠ દિવસે એક જ વખત સાબુથી ધોવાતાં ફાટેલાં સાડી અને ધોતિયાં, લેંઘા, ખમીસ અને એ જર્જરિત, ફાટેલી, મેલી વસ્તુઓ પાછળ આવજા કરતી વ્યક્તિઓને વાલજીએ ઝાંખી રીતે જોઈ! દરવાજામાં વળતાં જ પાનવાળાની દુકાને એણે શંકરને 'દેશી, ડબલ ચૂના, કાળી કાંડી' પાન માગતાં સાંભળ્યો. એની નજર ચૂકવી એ અંદર બેઠો. એની નજર એક ઠેકાણે ઠરી ગઈ. ત્રીજે માળ, તુલસીનાં કૂંડાં નીચે કઠેડા પરથી એક ખાટલો ટીંગાવેલો

હતો. એની પાછળ એક બંધ કમાડવાળી એની જ ઓરડી હતી. એણે મહામહેનત કરી હસવું ખાળ્યું. દાદરને પગથિયે પગ મૂકવા જતાં જ એની પાછળથી એના બુઢ્ઢા દરવાન બદ્રીનાથ ભૈયા બોલ્યા:

'કૌન વાલજી? તું આ ગયા? તબિયત તો અચ્છી હય ના?'

'હાં અચ્છી હય'

હજી તો પેલો દાદર પૂરો ચઢ્યો પણ નહિ હોય ત્યાં તો જીવી-ડોશી સામે મળ્યાં 'વાલજી? ક્યારે પાછો આવ્યો?'

'હમણાં જ મા!'

'સારો છો ને?'

'હા, મા.'

'જીવતો રહે બેટા' અને વાલજીનો પગ ઉપરથી પગથીનું નિશાન ચૂક્યો. એણે કઠેડાને પકડી સમતોલપણું જાળવી લીધું. પહેલા માળના નળપર રામજી મિસ્ત્રીની વહુએ એને જોઈ લાજ કાઢી. એકબે છોકરાંઓ એને જોઈ રમતાં રહી ગયાં અને એને ઓળખ્યાથી સામે જોઈ રહ્યાં. બીજે માળ ગોપાળજી જોશી ચાલીમાં જ ઘીના દીવે પાઠપૂજા કરી રહ્યા હતા. એમણે તો પૂજા થોભાવ્યા વગર એની સામે હસીને ડોકું ધુણાવ્યું.

આખરે વાલજી ત્રીજે માળ પહોંચ્યો. છેલ્લું પગથિયું ચઢતાં એનું મોઢું ફાટી ગયું. ગળામાંથી પરાણે એક અમાનુષી અવાજ નીકળી ગયો. કપાળ પરની આસમાની નસો ફાટફાટ થઈ રહી. એના મનમાં થયું કે અહીં જ બેસી જાઉં! એ વિચારે જ એને હસવું આવ્યું. હાંફતી છાતીએ ખુલ્લા મૂકેલા મોઢા પર સહેલાઇથી હાસ્ય આવી ગયું—પણ કેવું ફિક્કું અને દયામણું! એનાં થાકેલાં અંગો પર એણે જુલમ ગુજાર્યો. પાવડા જેવા હાથોથી કઠેડાનો આશરો લેતો લેતો એ આગળ ચાલ્યો. આખરે પેલા તુલસીના પાણી ઝરતા કૂંડા નીચે પહોંચ્યો ત્યારે સામેની પોતાની ઓરડીમાં નજર ફેંકતાં પહેલાં એણે છૂટકારાનો દમ લઈ, આંખો મીંચી. અંધારાં ચારે તરફથી એના પર ધસી આવ્યાં, કાનમાં ભીષણ અવાજો થયા. ખોપરીમાં કોઈએ બેચાર હથોડા લગાવ્યાનું દુ:ખ થયું. પણ

આજના આનંદના પ્રમાણમાં આ દુઃખ શી વિસાતમાં હતું? એણે આંખો ખોલવા ફોગટ પ્રયત્ન કર્યો. આ સ્થિતિમાં એણે ઓરડીમાંથી કોઈ પુરુષનો અવાજ સાંભળ્યો:

'જોને ગોમતી દુઃખ તો મને પણ થાય છે. પણ વાલજી આ હાલતમાં કેટલા દિવસ ટકી શકશે! પછી તારો કંઈ વિચાર કર્યો?'

વાલજી કહેડો મૂકી અધબીડ્યા કમાડ આગળ આવ્યો. એની ઇચ્છા અંદર જવાની હતી પણ એને ફરી ચક્કર આવ્યાં.

'મારી વાત પર વિચાર કરજે. વાલજીનું મોત હું નથી ઇચ્છતો. તો ય એ તો હવે આવવાનું જ છે. ત્યારે મારા નાના પ્રેમજીની મા થઈ મારા ઘરને તારું કરી રહેજે. મારે ય દુનિયામાં કોણ છે? વાલજી તો હવે થોડા દહાડાનો મહેમાન! બાકી રહી તું અને મારો દીકરો પ્રેમજી!'

વાલજીએ સાંભળી લીધું. કોઈક બીજી ભાવનાએ એના દિલમાં ફોગટનો બળવો જગાવ્યો. આજનો આનંદ એનો રાજા થઈ બેઠો. બીજા કોઈ ભાવ માટે અત્યારે સ્થાન નહોતું.

એણે કમાડ ખોલી નાખ્યું અને અંદરની સાદડી પર ફસડાઈ પડ્યો. ગોમતીએ એની લાજ કાઢી. ગોપાળ—એના મિત્રે એને પકડી લીધો.

'પણ તું એકલો કેમ આવ્યો?'

'હું આવતી કાલે સવારના તો પુરી લઈ આવવાની હતી!' ગોમતી બોલી. 'આટલી ઉતાવળ શું હતી?'

જવાબમાં વાલજી માત્ર હસ્યો. એ હાસ્ય દૂબળું, ફિક્કું તો ય તાઝગી-ભર્યું હતું. એ જોઈ ગોમતીને થોડી ટાઢક વળી. 'કંઈક તો સારા છે.'

પછી ત્રણે સાથે બેસીને ચાહ પીધી. મોસંબીનો રસ નીચોવતા ગોમતીના બન્ને હાથો પરની બંગડીઓ મીઠું રણકી રહી હતી. ત્યાં બન્ને પુરુષોનું ધ્યાન ખેંચાયું. ગોપાળને બીજી જ પળે પોતાની જાત પર તિરસ્કાર આવ્યો. એણે પાછું ફરી વાલજી તરફ જોયું અને એને ખભે વહાલથી હાથ મૂક્યો. પણ વાલજીની ચકોર નજરે મોસંબીના રસમાં

આંસુનું એક ટીપું ભળી જતું જોઈ લીધું. એ ગોપાળ તરફ જોઈને ધીમું હસ્યો. આજ એના મોઢા પર હાસ્ય ન હોય તો બીજું શું હોઈ શકે?

વાલજીના આગ્રહને વશ થઈ ગોપાળ પણ એ રાતે ત્યાં જ જમ્યો. ગોપાળ એની તબિયતના ખબર પૂછતાં પૂછતાં રહી ગયો. એને એમ થયું કે રખે ગોમતી એનો અવળો અર્થ કરે. અને ગોમતીએ પણ એ ખબર નહિ પૂછ્યા. એને બીક લાગી કે રખે એ ખબર પૂછતાં ક્યાંક એમનો આ આનંદ મોળો પડી જાય !

પાછળ મસીદના ઘડિયાળમાં દશના ટકોરા થયા. ગોપાળ ગયો. ગોમતી બારણું અંદરથી બંધ કરી વાલજીની પથારી આગળ ઉશીકા પાસે આવી બેઠી. વાલજી બારી બહાર, 'બકરાની ચાલ' ઉપરથી ફક્ત અંધારા જેવા દેખાતા વાદળછાયા આકાશમાં જોઈ રહ્યો હતો. ટેવાયલી આંખો, વાદળનો પડદો જાણે ભ્રમમાત્ર હોય એમ એની પાછળ પણ તારલાઓ ગણી રહી હતી. ગોમતીએ ધીમે રહીને ઘૂંઘટ ખુલ્લો કર્યો. માંહ્યથી, અજવાળી સાતમના ક્ષિતિજે ડૂબી જતા ગમગીન ચંદ્ર જેવું, આંસુભર્યું મુખારવિંદ વાલજીની આંખો તરફ નમ્યું, ઝૂકી પડ્યું.

'હજુ કંઈ સારા નથી' ગોમતીનું મન બોલ્યું.–શરીર ધ્રૂજ્યું.' મોટી આંખો, ગાલના ખાડા, છાતી, હાથ ! પળવારમાં તો એની નજર આખા શરીરનું દુ:ખદાયક પરિભ્રમણ કરી ગઈ. કેમેય કરીને એનાથી ગળાનો ડૂમો રોકી શકાયો નહિ. વાલજીએ જોરથી પાસું બદલ્યું અને એ તકની રાહ જોતી ગોમતી એના દૂબળા ખભામાં મોઢું સંતાડી રુદનમાં તૂટી પડી. સત્તાવીસ વરસની યુવાન તંદુરસ્ત, સુંદર, ઘાટીલી પરણેતરે રડતાંરડતાંય કાવ્યની અસંખ્ય ઊર્મિઓ ફેલાવી. એનાં આંસુથી ભીંજાઈ વાલજીનું જીવતર આ છેલ્લી પળેય ધન્ય બન્યું. એના આનંદની ઉચ્છૃંખલ મસ્તી શમી ગઈ. મંદ, ધીરો, એકધારો પ્રવાહ વહેવા લાગ્યો. આ વખતે જ એને બારણા પાછળ રહી ગોપાળ-ગોમતીનો સાંભળેલો વાર્તાલાપ યાદ આવ્યો. ગોમતીનો હાથ પકડી એણે એને બાજુમાં ખેંચી. પેલી વીખરાઈ ગયેલી લટોને એમ જ સમાર્યા વગર રહેવા દઈ એના હાથનાં હાડકાં ગોમતીના ગાલ પર ફરી વળ્યાં.

'ગોમતી, આજે હું ઘેર ફર્યો એથી તને આનંદ થાય છે?'

'નહિ તો ! આજે એવું કેમ બોલો છો તમે?' ગોમતી બેઠી થઈ ગઈ.

'કંઈ નહિ—અમસ્તો જ ! મારા પગ ન દાબે? બહુ દુઃખે છે !'

ગોમતી પગ દાબવા બેઠી. અને એક પછી એક મિનિટો પસાર થવા લાગી. ઘાસલેટની બત્તીનાં ઝાંખાં તેજમાં પિત્તળનાં વાસણો અજબ ચમકી રહ્યાં હતાં. ઘરની વ્યવસ્થા સફાઇદાર અને સંપૂર્ણ હતી. વાલજી ફરી પહેલાંના જેવું જ હસ્યો. ફરી–ફરી એ મસ્તીખોર આનંદ એની પર સવાર થવા તલપી રહ્યો.

'ગોમતી !' એ ખરેખર હસી પડ્યો. 'એક વાત પૂછું, ગુસ્સે ન થાય તો !'

'પૂછો ને ?'

'હું–હું–' એનું હાસ્ય ફાટી જતું હતું 'મરી જાઉં તો ?' એના હાસ્યની પાછળ રહેલું ગાંભીર્ય ગોમતી ન ઓળખી શકી. એને એ મશ્કરી જ ભાસી.

'જાઓ, જાઓ.' ગોમતી પણ હસી પડી. અને એ હાસ્યના આનંદભર્યા આઘાતથી મોઢા પર લાગ જોઈને ધસી આવેલી બેચાર લટોને એણે લટકો કરી સરખી મૂકી 'એમાં આટલા બધા હસો છો શાના?'

હાશ ! વાલજીને ટાઢક વળી. પરણ્યાની પહેલી રાતે જ ગોમતી એને ખૂબખૂબ ગમી ગઈ હતી. આ કદાચ છેલ્લી રાત હતી. એ બે રાતો વચ્ચેનું અંતર ઘસાઈ જઈ એ બન્ને રાતો અસંભવિત રીતે એકબીજાને ભેટી પડતી ભાસી ! 'વાહ આનંદ !' વાલજીના મને પુકાર્યું.

કોણ માને કે આ એકોતેર રતલના વજનવાળા પોણાછ ફીટ ઊંચા ક્ષયના દરદીએ તે રાતે ગોમતીની છેડતી કરી, સતાવી, હસાવી, આનંદથી ભરી દીધી હશે ? બબ્બે વરસની અસહ્ય માંદગીનું દુઃખ ભૂલાવી દેવાની તાકાત પણ છેલ્લી ઘડીએ એનામાં આવી ગઈ હશે ? હાય હાય ! શું મજાહ ! ગોમતી હસતીહસતી બેવડી વળી ગઈ ને એમ જ સૂઈ રહી ! એમ જ ઊંઘી ગઈ. એ સુકુમાર હોઠો પરથી હાસ્યને ઊડી જવાની તક પણ ન મળી.

એક વાગ્યો, બે વાગ્યા. વાલજીને ઊંઘ ન જ આવી. એની નસે-નસમાં લોહી આનંદના ધબકારા કરતું દોડ્યે જતું હતું. એનો ઉશ્કેરાટ વધતો જતો હતો.

'આખરે આ શા માટે?' એણે પોતાની જાતને જ પૂછ્યું? કંઇ જવાબ ન મળ્યો. એ ખરેખર આનંદ હતો કે એની ભ્રમણા જ હતી! આનંદ! આજે કેટલા મહિનાઓ—વરસો પછી એને આનંદ પ્રાપ્ત થયો હતો? વચમાં એ કેવો દુઃખી હતો? એની કલ્પના પાછળ દોડી ગઈ. બબ્બે વરસનો કંટાળાભર્યો ઇતિહાસ એણે ફરી તાજો કર્યો. ગોમતીની કસુવાવડ થઈ, એનું કાંડાનું ઘડિયાળ અને સોનાનો કંદોરો ગયાં. ગોમતીના તો લગભગ બધા દાગીના ચાલ્યા ગયા. અને એને પહેલી રાતના આપેલું વચન યાદ આવ્યું, 'જોજે તો ખરી, મારી મીઠ્ઠી, ક્યારેક તને આખી ને આખી દાગીનાથી મઢી દઈશ!' એ વચન ન જ પળાયું.

અને—એણે ગોમતીને વાંકી વળીને સૂતેલી જોઈ. મોઢા પર હાસ્યની સંધ્યા મટી રહી હતી. વાલજી નીચો નમ્યો. પણ કહોવાઈ ગયેલા હોઠોથી એ ભર યૌવનમાં તસતસતું તાઝગીભર્યું મુખડું ચૂમવાની એની ઇચ્છા મરી ગઈ. એના ઉશીકા પર જેમ તેમ વીખરાઈ ગયેલી સાડીની કોરને એણે ચૂમી લીધી. એને રડી પડવાની ઇચ્છા થઈ પણ કેમે કરીને આંસુ નીકળ્યાં નહિ. થયું, 'થોડી વાર મનને દુભવી દઉં' પણ એનો આનંદ એનો શત્રુ નીવડ્યો. એ ભયંકર રાક્ષસી આનંદે એના બીજા બધા ભાવોને હણી દીધા હતા—એ જેમ ક્ષયના જીવડાંઓનો શિકાર બન્યો હતો તેમ જ આજે એના આનંદનો પણ ગુલામ બની ચૂક્યો હતો.

ઇસ્પિતાલ છોડ્યા પછી એણે પહેલી જ વાર ઉધરસ ખાધી. સપાટે ઊભો થઈ ગયો. રખે ને ગોમતી જાગી જઈ એના મોઢાના હાસ્યની ચિરસંધ્યાની રાત પડી જાય! એની બીકે એ બારી તરફ ફર્યો. એક ગરમાગરમ બળખાએ એના મોઢાને ભરી દીધું. બહાર થૂંકી એણે ધોતિયાથી મોઢું લૂછ્યું તો એમાં લાલ ડાઘ પડ્યા. લોહી! ફરી પાછું લોહી!

બહારનું આકાશ હવે ખુલ્લું થઈ ગયું હતું. તારલાઓ ચમકી ચમકી પરસ્પર ભ્રાતૃત્વની જાણે આપલે કરી રહ્યા હતા. એ કેટલું ઊંડું—કેટલું

દૂર દૂર હતું! એની—એની આમંત્રણ આપતી મોકળાશનું આકર્ષણ અજબ હતું. એને ફરી ઉધરસ આવી. આ વખતે વધારે જોરથી એની ખોખરી છાતીના ઢીલા તાંતણા ખોટા સૂર કાઢતા હતા.

વાલજીને ખરેખરી બીક લાગી કે હવે ગોમતી જરૂર જાગવાની. અને જાગશે તો?

હમણાં નહિ તો સવારે તો એ ખચિત જાગશે. ત્યારે ફરી પાછી એની એ જ લોહીની ઊલટીઓ, માથું ભમાવી દેતી ઉધરસ, આકરો તાવ અને દુર્ગંધ મારતા પસીનામાં તરબોળ થઈ જતા શરીરનો એને સામનો કરવો પડશે. એ મૂરખી અત્યારે કયા ભ્રમમાં, કયી આશાને તાંતણે આમ નિરાંતે ઊંઘી રહી છે! અને જોયું પેલું હાસ્ય! હજી ય કેવું એના હોઠ પર કૂદડી ફરે છે? મૂરખ નહિ તો બીજું શું? એને મન આવતી સવાર આજ રાત કરતાં ય વધારે સુખભરી ઊગશે!

અરે, પણ આ ઉધરસ મોળી પડશે કે નહિ! ખોં ખોં ખોં. જાણે ઉધરસનો ભમરડો ફરવા લાગ્યો. વાલજી બારણું ખોલી બહાર કઠેડા આગળ ધસી ગયો—આંતરડાં આંટી ખાઈ ઉપર ચઢ્યાં. શ્વાસ બંધ થતો લાગ્યો. છાતી બેસી ગઈ. જાણે આંખોમાં, મગજમાં બધું લોહી ધસી આવ્યું. એને ઊબકો આવ્યો તે રોકવા પ્રયત્ન કર્યો. અને મોઢામાંથી ઊલટીનો ફુવારો વછૂટ્યો. લોહી! હજી કેટલુંક બાકી હતું! હૃદય જોરથી થડકી ઊઠ્યું. એક, બે, ત્રણ, ગણાય નહિ એટલી ગતિથી આખું ય શરીર હૃદયમય થઈ જઈ વાગી, થડકી રહ્યું. વાલજી ત્યાં જ બેસી ગયો.

એની બીક વધતી ચાલી. કાલે ઊઠીને ગોમતી એને આવો બીમાર જોઈ શું કરશે? શું કરશે બીજું? આટલા દિવસ કર્યું હતું એ જ—ચાકરી-સેવા! હટ્! હજી પણ ચાકરીસેવા?

એને ફરી ગોપાળ-ગોમતીનો વાર્તાલાપ યાદ આવ્યો. પોતાના મરણ પછી ગોપાળ ગોમતીને એની પત્ની થવા સમજાવતો હતો. ત્યારે ગોમતીએ હા નહિ તો ના પણ નહોતી કહી.

શા માટે નહિ? હવે એની પાસે આપવા જેવી વસ્તુમાં ક્ષયનો ચેપ માત્ર બાકી હતો. બીજી હતી મોતની છેલ્લી ભેટ! ગોમતીની અરધી

જુવાનીભર એણે એને પોતાની માંદગી સિવાયનો બીજો ખ્યાલ આવવા નહોતો દીધો. પણ તેમાં એનો ય શું વાંક હતો ?

વાંક જરૂર હતો. પોતાને વહાલભર્યું આમંત્રણ આપતા મોતને ખોટા વાયદા આપી, જેમ તેમ જીવતો રહી, ગોમતીને વધારે ને વધારે રિબાવી રહ્યો હતો. રસ્તામાં મરી જાણનાર પશુઓ કરતાં ય એ હૃદયહીન હતો.

આખરે એની આંખમાં બે આંસુ ચઢ્યાં, ગાલનાં હાડકાં પર જરા ઠરી જઈ નીચે ખાડામાં ટપકી પડ્યાં. હાશ ! એને શાન્તિ વળી. એની શુદ્ધિ પાછી ફરતી હતી. એ આંખો મીંચીને પડી રહ્યો. માથાનું લોહી નીચે ઊતરી ગયું. હાથપગ થથરતા બંધ પડ્યા. એના રાક્ષસી આનંદનું મોત થયું.

ધીરે રહીને વાલજી ઊઠ્યો. નળ પર જઈ કોગળા કર્યા. પીવાય એટલું પાણી પી પેટ ભરી લીધું. અને ગોમતી પર છેલ્લી નજર નાખવાની ઇચ્છા કર્યા વગર એ દાદર ઊતરી ગયો. એને કોઈએ પડકાર્યો નહિ. ગલીના નાકા પર ઉધરસ ખાવા એ જરા થોભ્યો અને આગળ ચાલ્યો.

રાત્રિના ત્રણેક વાગ્યા હશે. અલબેલી મુંબઈની ભીંડીબજાર પણ અત્યારે લગભગ સૂની થઈ ગઈ હતી. એની નજર ઊંચી હતી. ચચ્ચાર છછ માળનાં વિચિત્ર મકાનોથી ઊંચે દૂરના આકાશની નિગૂઢ શાન્તિ પીતો પીતો એ ચાલ્યો. એનું શરીર લથડિયાં ખાતું હતું. પણ નજરની દોર પર એના વિચારોનું પતંગ કેટલે ય દૂર, કેટલે ય ઊંચે ગુલાંટ ખાઈ રહ્યું હતું !

હાશ !—કેટલી બધી મોકળાશ ! કેવી અલભ્ય મુક્તિ ! નળબજારની મારકીટ સામે ચોરબજારની ગલીના નાકે ફૂટપાથ પર ચઢવા જતાં એણે ઠોકર ખાધી, ઊંધો પડ્યો. પળવાર પડી રહ્યો, માથું ફૂટ્યું ને એમાંથી લોહીની ધાર ચાલી. એણે ઊઠવા પ્રયત્ન કર્યો. ઊઠ્યો. બે ડગલાં ચાલ્યો. અને ભયંકર ઉધરસમાં તૂટી પડ્યો. ક્યાંક આશરો શોધવા એણે ફોગટ વલખાં માર્યાં. સામેની દુકાનના ઓટલે પહોંચવા જતાં અધવચ જ એ તૂટી પડ્યો. એની નજરનાં અંધારાં વધતાં ચાલ્યાં. મોકળાશ વધારે ને વધારે પસરવા લાગી. વનરાજીમાં વાતા પવનના સૂસવાટ જેવો શાંત રવ એના કાનોમાં ગૂંજી રહ્યો. અંધારું અને સંગીત એકાકાર થવા લાગ્યાં.

અરે,—આ ફરી પાછી પેટમાં વાઢ આવી. ફરી પાછું, હતું એટલું બધું ય લોહી મગજમાં ધસી આવ્યું. વાલજી ઊઠીને બેઠો થયો. ફાટફાટ થતી આંખોએ એની બાજુમાં જ ટપાલ નાખવાનો લાલ ડબ્બો જોયો. હાથ પહોળા કરી એ એના પર પડ્યો. પકડી લીધો. ત્યાં ફરી ઊલટીનો ફુવારો વછૂટ્યો. ઓહ! ઊબ! એના બન્ને હાથનાં આંગળાં ઢીલાં થઈ સરી પડ્યાં—પોતાના જ લોહીની ઊલટીમાં એ ઢગલો થઈ પડ્યો. પેલા મોટા આસમાની ડોળા ઉપર પાંપણો લચી પડી. આંખોની દોર તૂટી ગઈ!

---

# બંધ બારણાં પાછળ

**મારી** વાર્તાઓનાં પાત્ર મને બહુ સતાવે છે. દરરોજ રાતના, હું ઊંઘી જવાનો પ્રયત્ન કરતો હોઉં છું ત્યારે મારા બેડરૂમના બારણાને ધક્કો મારી, ટોળાંનું ટોળું – સ્ત્રીઓ અને પુરુષો, બુઢ્ઢા, જુવાન અને બાળકો, શોરબકોર કરતાં, ધક્કામુક્કી કરતાં અંદર ધૂસી આવે છે.

કોઈક વાર, એ બધાને ધક્કો મારી, વાસીદું કાઢી કચરો બહાર ફેંકીએ એમ બહાર ફેંકી દઈ હું નિરાંતે ઊંઘી જાઉં છું. પણ ઘણે ભાગે તો મારે એમની વાતો સાંભળવી જ પડે છે. મને જ એમના વગર ચાલતું નથી.

વાર્તાના નાયક કે નાયિકાની જગા માટે ઉમેદવારી કરતા એ પાત્રના ટોળાને શાન્ત પાડી વ્યવસ્થિત રીતે ગોઠવતાં મારો દમ નીકળી જાય છે. એ ક્રિયા એટલી કંટાળાભરી હોય છે કે એના વિચારમાત્રથી મારી છાતીનાં પાટિયાં ઘડીભર શ્વાસ લેતાં થંભી જાય છે.

પણ એના કરતાં ય વધારે મુશ્કેલ ક્રિયા તો એ ટોળાની તારવણી કરવાની હોય છે. એ ટોળામાંના ઘણાખરા તો છીછરા અને અને દંભી હોય છે. કેટલાક એટલા તો મૂંઝાયલા હોય છે કે કે હું સમજી શકું એવી રીતે પોતાની ઓળખાણ પણ આપી શકતા નથી. કેટલાક, બીજા કોઇ વાર્તાકારને હાથે, ખરાબ રીતે ચીતરાઈ બેડોળ બનેલા, જાણે હું પોલીસચોકી હોઉં, એમ ફરિયાદ કરવા જ આવ્યા હોય છે. કેટલાક અનહદ કરૂણ હોય છે કે જેમની કથા સાંભળતાં, (પછી ભલે એ કથા ખોટી હોય કે સાચી હોય) તબિયત બગડી જાય છે.

એ તારવણીને અંતે બચી ગયેલાં કોઈક બેચાર પાત્રને જ હું નિરાંતે સાંભળું છું. એમની વાતોની નોંધ લઈ એમના વ્યક્તિત્વનું માપ કાઢું છું. એમના જીવનના ઊંડાણમાં ઊતરવા એમની વિકૃત મનોદશાને ભેદતા કેટલાક પ્રશ્નો હું પૂછું છું ત્યારે કોઈકની તુમાખી છંછેડાઈ જાય છે. અને એ મારી સાથે વિવાદ અને ગાળાગાળીમાં ઊતરવા તૈયાર થાય છે.

કોઈક વખત કોઈક જ એ પરીક્ષામાંથી પસાર થઈ નિરાધાર બની જાય છે, ત્યારે હું એમની ઉપરછલકી મનોદશાનાં કપડાં ઊતારી લઈ એમના નગ્નજીવનને મારી સામે ખડું કરું છું. એમને નજરમાં રાખી હું એક નવી પ્રતિમા ઘડવા માંડું છું. વિજય પામ્યાનો આનંદ મને ત્યારે મળે છે.

*   *   *

એક ધગધગતા મે મહિનાના છેલ્લા અઠવાડિયે ઠંડી હવા માટે બાચકાં ભરતો હું માથેરાન ભાગી છૂટ્યો. ત્યાં પણ સંધ્યાના મરી જતા અજવાળામાં 'એકો પોઈન્ટ' પર વાર્તાનું એક પાત્ર મારી પાસે આવી ચઢ્યું.

એ દોડી આવી મારી બાજુમાં ફસડાઈ પડ્યું અને રડવા લાગ્યું. મેં જોયું કે એ સ્ત્રી હતી.

મને તિરસ્કાર છૂટ્યો—એની પર, અને વધારે તો મારી પોતાની જાત પર ! આવા લાગણીવેડા કરતા વેવલા જંતુઓને ચોપડીઓને પાને બીજો જન્મ આપવા જ હું પૃથ્વી પર આવ્યો હતો ?

પશ્ચિમની ક્ષિતિજ પર, અડપલું કરવા નોતરતી મસ્તીની અદા કરતી સંધ્યાને મેં જોઈ ત્યારે મને મારી જાત પર દયા આવી.

'બોલો' મેં કહ્યું 'શા માટે આવ્યાં છો ?' મારું અતડાપણું છુપાવવાની મારામાં તાકાત જ ન હતી.

'મારા જીવનના ચણતરને પાયામાંથી ખોદી નાખનાર એક બનાવ હમણાં જ બની ગયો.' એણે આંસુ લૂછતાં કહ્યું.

'સારું થયું !' મેં કહ્યું; 'તારા જેવી વેવલીની એ જ દશા થવી જોઈએ.' મારા ગુસ્સાના સર્પે ફેણ ઊંચી કરી. 'તું મને તારી પ્રેમકથા કહેવા આવી છે ને ? પણ અરે મૂરખ, હું તો એ વેવલાપણાની હદ ક્યારની વટાવી ગયો છું ! કોઈક બીજા તારા જેવા જ ઊર્મિલ લેખક પાસે જઈ તારાં આંસુથી (એ આંસુ તું સ્વેચ્છાથી વહાવી શકે છે) એનું હૃદય પીગળાવ ! પોતાની ચોપડીને પાનેપાને, તું થાકી જશે તો ય તને કલમના ફટકા મારી મારીને એ દોડાવશે. મને તારા નિઃશ્વાસમાં પ્રેમની વિહ્વળતાની ગંધ જ નથી આવતી. તારું બદન પસીનાની દુર્ગંધ

મારતું તારા કાનોમાં ભરેલા અત્તરના પૂમડાની ખુશ્બુને બગાડે છે ! મારો પીછો છોડ. મારું ભેજું હું મુંબઈમાં મૂકી આવ્યો છું. તારા માટે અહીં ખોરાક નથી !'

એ ફરી રડવા લાગી, મને એની દયા આવી અને તિરસ્કાર પણ; કારણ કે રુદન આવા લોકોનો અર્થવગરનો વ્યવસાય થઈ ગયો હોય છે.

'સંધ્યાકાળનો મારો ધીકતો ધંધો મૂકી હું તમને મારા જીવનનો એકલો એક જ બનાવ કહેવા અહીં આવી. અને તમે નિર્દય નીવડ્યા.'

'ધંધો ? શું ધંધો કરે છે તું ?' મેં પૂછ્યું.

'હું વેશ્યા છું.'

'શાબાશ ! એમ કહીને તું મારી રસવૃતિ ઉશ્કેરવા માગે છે ?'

'તમે કેટલા બધા અવિશ્વાસુ છો ?'

'બહુ ઠગાયો છું હું.'

'કસમથી કહું છું, હું તમને નહિ ઠગું. તમે મારી વાત સાંભળો !'

'ચલાવ ત્યારે' મેં જોઈ લીધું કે આ બલામાંથી છૂટવાનો બીજો કોઈ ઉપાય જ ન હતો 'ભલે આજની રાત બગડે !'

'પહેલેથી કહું ?'

'ગમે ત્યાંથી કહે ! હવે તો હું શહીદીની તૈયારી કરીને બેઠો છું !'

'હું મારી વાત ટૂંકમાં જ પતાવીશ' એણે ચલાવ્યું, 'દુર્ગા, મારી મોટી બહેન, વીસ વરસે સુવાવડમાં ગુજરી ગઈ એ વખતે હું સત્તર વરસની હતી. મારું વેવિશાળ ન'તું થયું. દુર્ગા મારા કરતાં વધારે દેખાવડી અને અભિમાની હતી. એને અભિમાનની માટીમાંથી જ ઘડવામાં આવી હોય એમ એની આંખની ધાર અને એના દેહભારમાંથી ડારી નાખે એવા તણખા ફૂટતા.

દુર્ગાના મરણ પછી મારાં માબાપને મારી ચિંતા ઓછી થઈ. એમને ખાતરી જ હતી કે ચારછ મહિને મારું લગ્ન દુર્ગાના વર સાથે થઈ જશે. અમને સૌને એ જ ખાતરી હતી. અને જાણે એ વાત બની

ગઈ હોય એમ મારી કેટલીક સખીઓ મને મશ્કરીમાં 'ચંપક (દુર્ગાના વર)ની વહુ' કહેતી.

હું ય એ વિચારની આંટીમાં ફસાઈ પડી. ચાર મહિના પછી બાપુએ મારા સગપણનું કહેણ મોકલ્યું ત્યારે ચંપકે પરણવાની જ ચોખ્ખી ના પાડી. અમે બધાએ એને ખોટો વિવેક સમજી હસી કાઢ્યો.

મારા બાપુએ એને અમારે ગામ બોલાવ્યો ત્યારે મને પહેલી જ વાર બીક લાગી કે કદાચ હું ચંપકને પસંદ ન પડું. અને એ અમારે ઘેર આવી પહોંચ્યો ત્યારે હું બેબાકળી બની ગઈ. એને માટે હું દરરોજ નહાવાનું પાણી કાઢતી, ટુવાલ અને સાબુ બહુ ચીવટભરી સફાઈથી ગોઠવીને મૂકતી અને એ નહાતો હોય ત્યારે મેડીએ એને માટે માથાનાં તેલની બાટલી, એક ચોખ્ખી કાંસકી, રૂમાલ અને અરીસો ટેબલ પર સુંદર રીતે ગોઠવતી. અને પાછાં ફરતાં બારણા આગળથી એ ગોઠવણીને ફરી તપાસી હું મનમાં મલકાતી. ઊંડે ઊંડે એમ થતું કે મારી આટલી ઝીણવટ તરફ એનું ધ્યાન ખેંચાયા વગર રહેશે નહિ. એને એટલી જાણ થાય કે મેં આ બધું કર્યું હતું તો મને સંતોષ વળે. એ જમતો હોય કે ચાહ પીતો હોય, બહાર જવાનો હોય કે ઘેર બેઠો હોય, મારું મન તો એની સગવડ પાછળ જ ભમ્યા કરતું. મને ક્યાં ય ચેન પડતું નહિ. કોઈ વાર મેડીએથી ઊતરતાં હું એને જોઈ જાઉં તો મારા હૃદયના ધબકારામાં હું ગભરાઈ જાઉં એવી ગતિ આવી જતી.

આખરે એ ઘડી આવી પહોંચી. એક બપોરના બાપુ અને ચંપકને જમવા બોલાવવા હું ઉપર ગઈ ત્યારે મેં બાપુનો અવાજ સાંભળ્યો. એ પૂછતા હતા કે મંગળાને—એટલે કે મને પરણવામાં એને શું વાંધો હતો. ઓશરી અને મેડીનાં બંધ બારણાં પાછળ હું એ વાર્તાલાપ સાંભળવા ઊભી રહી. બાપુએ એ સવાલ પૂછ્યો અને મને ચક્કર આવ્યાં. મારું શરીર ગરમ ગરમ થઈ ગયું. હૃદયના ધબકારા લમણે વાગી રહ્યા. મને ખાતરી હતી કે એ હવે ના નહિ જ પાડી શકે. એ બનવાનું જ હતું. બધે જ એવું બને છે. અને જાણે એ બની ગયું હોય એમ મને એક ઉમળકો આવ્યો. એ ઘડીમાં મારું જીવન ધન્ય બની ગયું. એ ઉમળકાને સંઘરી રાખવા મેં આંખો મીંચી હૈયું દાબ્યું.

મેં ચંપકનો અવાજ સાંભળ્યો. એણે કહ્યું: 'મને મંગળા પસંદ નથી.' પહેલી ચોટે તો મને હસવું આવ્યું કે જેણે મને આવો ઉમળકો મોકલ્યો હતો—અને એ ઉમળકાની વિહ્‌વળતાનો કંપ કેટલો મધુર હતો?—એને હું પસંદ કેમ ન પડું? મને તો લાગ્યું કે ચંપક શરમાતો હતો. પણ બીજી સવારે મેં એમને મુંબઈ રવાના થતા જોયા અને એને વળાવીને પાછા ફરતાં બાપુના મોઢા પર વિષાદની છાયા ઢળેલી મેં જોઈ ત્યારે મે હાથ ખંખેરી નાખ્યા.

તો ય કોઈક વાર એમ થયા વગર રહેતું નહિ કે એકવાર તો ચંપકની શુધ ઠેકાણે આવશે. એને મારી વગર ચાલવાનું નથી. ચંપકના લગ્નની કુંકુમપત્રિકા અમારે ઘેર આવી તો ય ઊંડે ઊંડે એક આશા રહી ગઈ કે એ લગ્ન નહિ જ થાય ને ચંપક માંડવામાંથી ઊઠીને મારી પાસે દોડી આવશે. એક ઘડીમાં જીવન ધન્ય બનાવી દે એવા ઉમળકાનો મોકલનાર દુર્ગાનો વર બીજી કોઈનો બન્યો હતો એ સત્ય હું બેવકૂફ ન જ સ્વીકારી શકી. એ સત્ય માની લેવા હું પ્રયત્ન કરતી ત્યારે મારું આખું અંગ રિબાઈ રિબાઈ મને ના કહેતું—નહીં! દુર્ગાએ એનો વર મને વારસામાં આપ્યો હતો.

કાળનું પાણી બદલાતું વહેવા લાગ્યું. હું પરણીને મુંબઈમાં આવી રહી. મારે સાસુ, સસરો અથવા નણંદ કે દિયર કોઈ નહોતાં. મારા વર (એ પણ બીજવર હતા) એક વેપારીની પેઢીએ નામું લખતા, ગોદામે આંટો મારતા, બજારે બૂમો પાડતા અને બાકીના સમયે ઉઘરાણીએ દોડતા. રાતે થાક્યાપાક્યા ઘેર આવી સૂઈ જતા. એમને ખાવાનું પચતું નહિ. એટલે રાતના મારે રાંધવાનું ઘણેભાગે બનતું નહિ.

મહિને બાર રૂપિયાના ભાડાની ઓરડીમાં મને ગૂંગળામણ થતી. એ ઓરડીને સ્વચ્છ અને સુંદર બનાવી ગમી જાય એવી બનાવવા માટે મેં બનતું કર્યું. પિત્તળનાં વાસણોને ઘસી ઘસીને મેં ચમક આપી, અને ચઢઊતર વ્યવસ્થિત રીતે અભરાઈ ઉપર ગોઠવ્યાં. સ્વચ્છ ચાદરથી ગંદાં ગાદલાંગોદડાંને ઢાંક્યાં. છબીઓની ફ્રેમમાંથી અને ખુરશીટેબલમાંથી માંકડ વીણી કાઢ્યા. મોતીનાં તોરણ બનાવવામાં અને રૂમાલ ગૂંથવામાં હું મારો સમય વીતાડવા લાગી. તો ય મારે ગળે એ ગૂંગળામણ બાઝી જ રહેતી.

પછી ચાલીમાં હું રખડતી. આની સાથે અને તેની સાથે ગમે તેવી વાતોમાં હું પરોવાઈ જતી. કોઈક દહાડો પાને રમતી અને કેરમના બોર્ડ પર હસીહસીને દિવસ કાઢતી. પણ એ હાસ્ય એટલું બધું છીછરું હતું કે એની નીચે દુભાઈ ગયેલું મારું મન ઢાંક્યું રહેતું નહિ.

મારા વર માટે મને બહુ દુઃખ થતું. એમના ચહેરા પરથી કરચલીઓ ખૂલતી જ નહિ. એમને શાન્તિ જ નહતી. મારી સ્વભાવજન્ય ટીખળથી આડીઅવળી વાતો કરી એમને ખુશ કરવા હું મથતી તો ય એમનું મન તો બજારના ભાવો પાછળ દોડતું અને ઉઘરાણીએ ઘસડાતું. કોઈક દહાડો ગંભીર બની જઈ હું એમને પૂછતીઃ 'આમ ક્યાં સુધી ચાલ્યા કરશે ?' એ સવાલ એમને ખૂબ સતાવતો અને ઊંડે ઊંડે હું ય સમજતી કે એનો ઉત્તર જ નહતો !

એક વખત, કોણ જાણે કેમ, સવારમાં ઊઠતાં વેંત જ હું ખુશ-મિજાજમાં આવી ગઈ. જરા જેવી વાતમાં મને હસવું આવી જતું. અને વારે ઘડીએ, (કારણ વગર) શરીર આનંદભરી રીતે ગરમ ગરમ થઈ જતું, હાથ પગ ધ્રૂજવા લાગતા અને મને ખબર પણ ન પડે એવી રીતે મારા હોઠ હસી જઈ ભીના થઈ જતા. બપોરના મારા વર જમવા આવ્યા ત્યારે એમની ટીખળ કરીને હું હસી—ખૂબ હસી. એ ગયા તો એમની પાછળ પણ હું હસતી રહી. રાતના જમીને એ બજારે જતા હતા ત્યારે એમની પાછળ પડી મેં બારણા આગળ એમને અડપલું પણ કર્યું. છેક અગિયાર વાગ્યે એ પાછા ફર્યા ત્યારે ઘડિયાળનો કાંટો જોતી હું એમની રાહ જ જોઈ રહી હતી. એ આવ્યા. મારો આનંદ છલકાઈ ગયો. પણ એમણે તો પોતાની હમેશની ટેવ મુજબ કોટ ખમીસ ઊતારી પથારી પર લંબાવ્યું, મારી સામે જોયું સુદ્ધાં નહિ.

પહેલાં તો મને ચીઢ ચડી. પણ આજના આનંદે બીજા સહુ ભાવોને પોતાની અંદર સમાવી દીધા. મારા હોઠ થથરતા રહ્યા અને લમણા ફાટફાટ થઈ રહ્યા. મને ત્યારે ખ્યાલ આવ્યો કે બંધ બારણાં પાછળ અનુભવેલો ઉમળકો તો એ ન હોય ?

હું બેશરમ બની એમને પડખે ચઢી. પણ એમણે તો મને ધક્કો

મારી દૂર હડસેલી અને પડખું ફેરવી સૂઈ ગયા. હું માનભંગ થઈ એમ જ પડી રહી. આંસુઓ વહી નીકળ્યાં. ઉમળકો આવતોઆવતો રહી ગયો.

પરણ્યા પછી પહેલી જ વાર દુર્ગાનો વર બંધ બારણાં પાછળના પ્રસંગમાં મને યાદ આવ્યો. એ ઉમળકો યાદ આવ્યો. અને એ પ્રસંગની કલ્પનામાં આજના આનંદની તૃપ્તિ મળી. મેં જોયું કે હું ઓશરી અને મેડી વચ્ચેના દરવાજા પાછળ ઊભી હતી. એ વાર્તાલાપ ફરી સાંભળ્યો અને મને વિહ્વળ બનાવી મૂંઝવી નાખતો એ ઉમળકો ફરી જોરભેર ધસી આવ્યો. મેં જાતને ખોઈ દીધી.

ફરી અને ફરી એ યાદ આવતી ગઈ. અને એની પાછળ ધસી આવતા એ ઉમળકા નીચે, પતિ વિનાની મારી રાત સોહાગરાત બની ગઈ.

પછી તો એ દિવાસ્વપ્ન મારી જિંદગીનું અમૂલું ધન બની ગયું. દર રાતે, મારી દરકાર કર્યા વગર મારા વર સૂઈ જતા ત્યારે હું એ મારા દિવાસ્વપ્નમાં સ્વેચ્છાએ ઓગળી જતી.

મને તો એની ઘેલછા લાગી. દિવસના પણ એ ઉમળકો ફરી અને ફરી અનુભવવા માટે હું જાણી જોઈને એકાન્ત અને એકલતા શોધતી. આંખો મીંચી દઈ હું આખી ને આખી એ સ્વપ્નામાં પરોવાઈ જવા પ્રયત્ન કરતી. પણ એ ઉમળકો વારે ઘડીએ આવતો નહિ અને હું અસ્વસ્થ બની જતી. ઉમળકાનો વેગ દહાડેદહાડે ઓછો થતો જતો હતો. એ વેગ જેમ જેમ ઓછો થતો ગયો તેમ તેમ હું વધારે જીદે ચઢતી. આખરે મારી એ સ્થિતિ થઈ કે મેં મારી જાત પરનો કાબૂ ખોયો. લૂગડાં ધોતાં, વાસણ માંજતાં, રસોઈ કરતાં, અને પછી તો રસ્તામાં હું મારાં સ્વપ્નામાં જ જીવતી. એ સ્વપ્ન બહારની દુનિયામાં મને રસ ન હતો. અને એ સ્વપ્નની હું જાણી જોઈને ગુલામ બની હતી.

મારી ઓરડી મેં ગંદી થવા દીધી. મારો મિજાજ બગડવા લાગ્યો. ચાલીમાં કોઈની પણ સાથે, બહાને કે બહાના વગર કજિયો કરતાં હું અચકાતી નહિ. મારી ભૂખ ઓછી થઈ, ઊંઘ જતી રહી. એ દિવાસ્વપ્ને મને થકવી નાખી. મારું શરીર ગળવા લાગ્યું.

ઉમળકા વિનાના એ સ્વપ્નમાંથી બચવા મેં વ્યવસાય શોધવો શરુ કર્યો. મંદિરમાં દર્શને જઈ જઈ હું કંટાળી ત્યારે ચોપાટીની રેતીમાં રખડવું શરુ કર્યું. પાનાંની નિર્દોષ રમતની અતિશયતાથી થાકી જઈ હું જુગાર રમવા લાગી. ઘરમાં ગ્રામોફોન વસાવ્યું, અવારનવાર સિનેમાનો આશરો લેવા લાગી; પણ એ બધું ફોગટ નીવડ્યું. બંધ બારણું અને એની પાછળના એ વાર્તાલાપનાં સ્વપ્નતંતુઓ બહુ નિર્દય રીતે મારી આસપાસ ગૂંથાઈ ગયાં હતાં. એ ગૂંથેલી કોથળી જેવડી નાનકડી દુનિયામાં હું ધીરે ધીરે, ગૂંગળામણથી મરી રહી હતી.

દિવસે દિવસે મારા વિચારોમાં ય વિકૃતિ આવવા લાગી. ચાલીની અમુક સ્ત્રીઓ સાથે બીભત્સ મશ્કરી કરવામાં હું ભળતી. મારી ઓરડીની સામેની ચાલીમાં પુરૂષો ઊભા હોય, મારી ઓરડીમાં નજર નાખતા હોય તો ય એમના દેખતાં કપડાં બદલવામાં મને શરમ આવતી નહિ.

એમ મારા દિવસો વીતવા લાગ્યા.

એક દહાડો ચોથા માળવાળી ગંગા મારી ઓરડીએ આવી.

મને કહે, 'મંગળા, આવે છે બહાર?'

'ક્યાં?' મેં પૂછ્યું.

'મારી બહેનપણીને ઘેર, ખેતવાડીમાં!'

હું એની સાથે ગઈ. મને એ વખતે ખ્યાલ પણ નહિ આવ્યો કે અમારી આગળ અમારા માળાનો ચોકીદાર ભૈયો રસ્તો દોરી રહ્યો હતો.

ગંગાની બહેનપણી ઘેર નહોતી. એનો વર ઘેર હતો. ગંગાએ મને એની ઓળખાણ કરાવી. અને અમે ચાહ પીવા બેઠાં. ગપાટામાં કલાકેક નીકળી ગયો. એ પુરૂષ કબાટમાંથી એક આલબમ કાઢી અંદરનાં નટનટીઓનો ફોટોગ્રાફ અને યુરોપિયન સ્ત્રીઓનાં અર્ધનગ્ન પોસ્ટકાર્ડ મને બતાવવા લાગ્યો. હું એટલી બેવકૂફ નીકળી કે કોચ પર એ મારી અડોઅડ બેઠો હતો તે ય મેં હસતાં હસતાં ચલાવી લીધું. અમે ઊઠયાં ત્યારે એણે મારો હાથ પકડીને બેસાડી. શરમ, ક્રોધ અને આનંદના

કુમેળથી મૂંઝાઈ જઈ હું કાંઈ બોલી નહિ. વિદાય લેતાં હું પાછળ રહી ગઈ હતી—મને જાણી જોઈને પાછળ રાખવામાં આવી હતી—ત્યારે ફરી આવવાનું સૂચન કરતાં એ મંદ હસ્યો. અને મારા ખભા પરથી સરતો સરતો એનો હાથ મારી...' કહેતાં મંગળા નીચું જોઈ ગઈ.

'જવા દો એ વાત! તમે શિષ્ટ અને સંસ્કારી કહેવાઓ છો. તમને એ ઝીણવટભરી વિગતો કહી, તમારી નજરમાં વધારે તિરસ્કૃત બનવાનો પ્રયત્ન નહિ કરું.'

'પણ તમે મારો મુદ્દો સમજ્યા હશો.'

'હા!' મેં કહ્યું. 'એ વાત લંબાણપૂર્વક કહેવામાં તને આનંદ આવતો હોય તો મને સાંભળવામાં કંઈ વાંધો નથી.'

એના જવાબમાં મંગળાએ ગુસ્સે થવાનો પ્રયત્ન કર્યો. પણ એને શબ્દો મળ્યા નહિ અને એ મૂંઝાઈ ગઈ. જરાવાર રહીને એણે એની વાત આગળ ચલાવી:

'ગંગાની બહેનપણી તો ક્યારની મરી ગઈ હતી. એ પુરુષ વિધુર હતો. મને ત્યાં શા માટે લઈ જવામાં આવી હતી એ હું બરોબર સમજતી હોવા છતાં હું ફરી એની પાસે ગઈ.

પતિત હોવાના હૃદયના ડંખ કરતાં મારા દિવાસ્વપ્નની સતામણી વધારે અસહ્ય હતી. એ પુરુષની હાજરીમાં હું બેશરમ સ્વતંત્રતા અનુભવતી. એટલી મને રાહત મળતી.

મહિનાઓ અને વરસો મારા દેહ પરથી સરવા લાગ્યાં. અને પતનના એ પહેલે પગથિયેથી ગબડતી હું આખરે ચકલે આવી બેઠી. લાલબત્તી પાછળ અને ગુલાબી પડદા પાછળ મેં મારું બદન જાહેરમાં વેચાણ માટે રજૂ કર્યું. હું એટલી હદ સુધી કેમ પહોંચી એ કથા તમને કેમ કરીને કહું? એ ક્રિયા જેટલી ગંદી છે તેટલી જ દુ:ખદ છે. એ યાદ ફરી તાજી કરવા હવે જીવ નથી ચાલતો. અને બીજી વાત એ છે કે તમે મારી માન્યતાઓ સાથે સંમત નહિ થાઓ. તમે મને જૂઠી જ કહેશો. અને એક રીતે તમે ખરા છો. અમારું વેશ્યાઓનું દૃષ્ટિબિન્દુ જુદું જ હોય છે કારણ કે અમે પુરુષોને એમની પીઠથી ઓળખીએ છીએ.'

'અલબત' મેં વચ્ચે ટાપસી પૂરી 'તને વેશ્યાવાડો ગમતો હશે!'

'ગમવા ન ગમવાનો સવાલ જ ક્યાં છે?' એણે કહ્યું 'મારા માટે એ સિવાય બીજો કોઈ રસ્તો જ નહોતો. જ્યારથી એ બંધ બારણાં પાછળનો બનાવ બન્યો ત્યારથી જ, માનો, કોઈ મને એ તરફ ખેંચી રહ્યું હતું. મને એનું એ જ વખતે ભાન નહતું—ભાન હોય તો ય હું અસહાય હતી.

પણ પહેલાં તમે મારી વાત તો પૂરી સાંભળી લ્યો! પછી તમારા કોઈ પણ પ્રશ્નનો હું જવાબ આપીશ.

હું શું કહેતી હતી? હા—ચકલે જઈ બેઠી. પણ હજી ય હું તદ્દન બજારુ નથી બની. જૂની ઓળખાણવાળાને અથવા એની મારફત આવતા કોઈ પુરુષને જ હું વેચાઉં છું. અને એક રાતમાં એક જણને જ તાબે થાઉં છું.'

'શું જુઓ છો?' એની વાતની વચમાં મંગળાએ પૂછ્યું ત્યારે એ ઓચિંતા હલ્લાથી હું ચમકી ગયો કારણ કે મારી નજર મંગળાના શરીરને ભાળી રહી હતી. મંગળા સુંદર નહોતી; પણ એના હાવભાવની કુમાશભરી ચપળતાની સચોટતાથી એ કમનીય બની હતી. કપડાં પહેરીને એણે પોતાના શરીરને ઉઘાડું પાડી દીધું હતું. જેટલી નફટાઈથી શરીરના અમુક અવયવો ખુલ્લા મૂકવામાં આવ્યા હતા એના કરતાં વધારે ભયંકર રીતે ઢાંકેલા અવયવોનું બેશરમ સૂચન અપાઈ રહ્યું હતું.

'આપ શોખથી મને જોઈ શકો છો—મૂંઝાવ નહિ. હું તો વેશ્યા છું. કોઈને મારી તરફ આવી રીતે હું જોતો કરી મૂકું એ તો મારો વિજય છે.'

એ હસી પડી અને હસતાંહસતાં ચાલાકીથી એણે મને પૂછ્યું, 'મારી વાત આગળ ચલાવું? બે દિવસ પહેલાંનો બનાવ હવે તમને કહું.

બે દિવસ પહેલાં રાતના દશેક વાગે એક ઓળખીતો દુર્ગાના વરને લઈને મારી પાસે આવ્યો. એને જોતાં જ હું હેબતાઈ ગઈ. છેલ્લે મેં અને મારાં માવતરે જોયો હતો તે જ. હું મનને મનાવવા મથી કે ઘણાં વરસ પછી આજે મારી ભૂલ થતી હશે. પણ એ તો

એ જ હતો ! મેં સ્વસ્થ થઈ એને આવકાર આપ્યો. એ મારી બાજુમાં લગભગ અડોઅડ બેઠો. અમે ત્રણે બ્રાન્ડી પીવી શરુ કરી ત્યારે ચંપકની જીભ ખૂલી. અને મેં એને કોઈ એવા રૂપમાં જોયો કે જાણે એ દુર્ગાનો વર જ ન હોય. એની આંખમાં ગુલાબી રંગત અને જીભ પર બીભત્સતા આવી બેઠાં ત્યારે મને શંકા થઈ કે એ એ દુર્ગાનો વર હતો કે જેણે બંધ બારણાં પાછળ મને પેલો ઉમળકો મોકલ્યો હતો ?

હું નથી માનતી કે એણે મને ઓળખી હોય. અને ઓળખી હોય તો એ ઓળખાણ છુપાવવામાં એણે અજબ કૌશલ્ય દાખવ્યું હતું.

અમે બન્ને એકલાં પડ્યાં. અને એ ઘડી આવી પહોંચી કે જેની માત્ર કલ્પના પાછળ મેં મારા જીવનને આવી અધોગતિએ લઈ જવાની હિંમત કરી હતી.

કોઈ એક પળે એના બાહુપાશમાં ચગદાઈ જવામાં મેં મારું જીવન ધન્ય માન્યું હત ! અને હું એ ન ભૂલી શકી કે એ રાત તો દરેક રાત જેવી લાગણીવિહોણી, વ્યવહાર અદા કરવાની રાત હતી !

બધા પુરુષોની જેમ એ પણ, કિંમતને નજરમાં રાખનાર, પશુ બની ગયો. એની પાસેથી મેં શી શી આશા રાખી હતી ? એની એક યાદ પાછળ જીવન વેડફી નાખનાર હું—

—એને મારી દયા ય ન આવી. એણે નિર્દય રીતે મારા બદનને પીંખી નાખ્યું.

સાધારણ રીતે પુરુષની પશુતા અને હૃદયહીનતાથી હું ટેવાઈ ગઈ છું. પણ મારી નજરમાં મેં જેને આદર્શની ઇમારત ગણી હતી એને પાયામાંથી ખરી પડતાં હું જોઈ ન શકી. વેશ્યાજીવનમાં પહેલી જ વાર હું મારા સોદાને બેવફા નીવડી. હું તૂટી પડી. મેં ધક્કો મારી એને પાડી દીધો. એ ઊઠી શકે એવી હાલતમાં ન હતો. મારી આયા અને નોકર એને ટેક્ષીમાં મૂકી આવ્યાં.

એ ખૂંદાયલી પથારી પર હું એકલી પડી રહી. મારા જીવનની એકલતાનો મને ભયજનક ખ્યાલ આવ્યો.

જીવનની કોઈ પણ પળે કોઈ પણ મારું આત્મજન ન બન્યું. આત્મજનની કલ્પના પર મેં એક સ્વપ્ન રચ્યું. એ સ્વપ્ન પણ વિકૃત બન્યું. અને હવે દુર્ગાના વરને ઓળખ્યા પછી એ વિકૃતિ ય જતી રહી.

બધાંએ મને છેહ આપ્યો—દુર્ગાના વરથી માંડીને. મેં મારી જાતને છેહ આપ્યો.

જે દિવાસ્વપ્ન પાછળ મેં મારી જિંદગીને આટલી હદ સુધી આગળ ધપાવી હતી એ સ્વપ્ન પણ જતું રહ્યું. આખરે મેં આ બધું કોના માટે કર્યું હતું?

તમે મને પૂછો છો કે મને વેશ્યાવાડો ગમે છે કે નહિ? પણ સારાનરસાનો મુકાબલો હું શા માટે કરું? કોના માટે કરું? જેને મેં મારા જીવનનું અમૂલ્ય ધન માન્યું હતું એ યાદ પણ આખરે આવી ભ્રમણા જ નીવડી ને?

નહિજી—નહિ! મારે તમારા સદાચાર અને પવિત્રતાની ભ્રમણામાં પાછું નથી પડવું. મેં તો હવે મારી જાતને નફાતોટાના હિસાબથી જ, લાગણીથી પર રહીને, જોવાનો નિશ્ચય કર્યો છે.'

મંગળાએ પોતાની વાત પૂરી કરી. મેં છૂટકારાનો દમ ખેંચ્યો પાછળ ફરીને જોયું—અને જોયું તો અડપલાની રાહ જોઈ જોઈને થાકી ગયેલી સંધ્યા ક્યારની મરી ગઈ હતી.

એની કબરની આસપાસ અંધારાનું દળ મરશિયા ગાઈ રહ્યું હતું.

રાત કોણ જાણે કેટલી વધી ગઈ હશે! હું ઊઠ્યો; ઊઠતાંઊઠતાં મેં મંગળાને પૂછ્યું:

'તને ક્યાં નાયિકા થવું ગમશે? નવલકથામાં કે ટૂંકી વાર્તામાં?'

એણે કંટાળાથી કહ્યું:

'કરુણાન્ત ટૂંકી વાર્તામાં જ મને મારી નાખો!'

---

# અવાજ – અજવાળાં

**છેલ્લેછેલ્લ,** ચંપલમાં પગ ઘાલતાં એણે નિશ્ચય કરી લીધો. એ બહાર પડ્યો. ઓરડીના દરવાજા બહાર નીકળતાં એને મનમાં થયું કે કશુંક બનશે. પણ કંઈ બન્યું નહિ. ઉઘાડાં રહી ગયેલાં કમાડ એમ જ રહી ગયાં. એણે દાદર પરથી પાછળ ફરીને જોયું અને એનું મોઢું મરડાઈ ગયું. એ દાદર ઊતરી ગયો.

છેક મોટા દરવાજા આગળ એણે ઊંડો શ્વાસ લીધો અને સ્વસ્થતા મેળવી. દરવાજા બહાર એક જૂના ખાટલા પર બેસી રહેતા બુઢ્ઢા પઠાણની નજર ચૂકવી એ આગળ વધ્યો.

એ ગલી જરા લાંબી હતી. બન્ને બાજુ ઊંચી, પાતળી, ગંદી, માંદલી હાડપિંજર જેવી ઇમારતો ગિરદી કરીને એક બીજાને ગૂંગળાવતી ઊભી હતી. એ ઇમારતોની બારીઓ પર અથડાતા પવનમાં ધૂળ ખંખેરવાની તાકાત નહોતી. એ બારીઓ વાટે નાની ઓરડીઓમાં પ્રકાશ વેરતા તડકામાં ગરમી પણ ન રહેતી. દિવસના ભીનાશ અને ગંદકી, રાતે માંકડ અને મચ્છર, અને હરહંમેશ રોગિષ્ટ મન અને શરીર વચ્ચે આ ઇમારતોમાં વસતું જીવન બિનજવાબદાર બની આગળ ધપ્યે જતું. જીવન તો હતું જ, પણ જીવતા રહેવાના પ્રતીક રૂપ માત્ર ગતિ હતી. અને ગતિના પ્રતીક રૂપ અવાજ હતો.

અને કેવો અવાજ ?

આ ગલીમાં દિવસે કે રાતે–વહેલી રાતે, મોડી રાતે, પરોઢીએ ક્યાંક કોઈક ઠેકાણે ગ્રામોફોન વાગ્યા જ કરતું. એકાદ કજિયો જામ્યો જ રહેતો, બાળકો રડતાં જ હોય. બાળકો છાનાં રહે ત્યારે એમની માતાઓ રડતી હોય અને એ બન્ને ઊંઘી જાય ત્યારે પિતા ઊંઘમાં બકવાટ કરતો હોય. પથ્થરની લાદીઓ પર નળ ચોવીસે કલાક વહ્યા કરતો. મધરાતે પણ મેલાં લૂગડાં પર ધોકા પડ્યા કરતા અને વાસણો ઊટકાયા કરતાં. કોઈક વાર શાન્તિ હોય ત્યારે મચ્છરના ગણગણાટ,

ઘીલોડીના અવાજ અને ઉંદરોના ચૂં ચૂં અવાજ સાથે હળવા નિઃશ્વાસ અને દર્દભર્યા સિત્કારો અણઓળખ્યા ભળી જતા.

પણ આજે એને આ અવાજની દુનિયા પર નફરત આવી હતી. એણે પોતાની ગતિ વધારી, છેક ગલીના મોઢા આગળ, પાછળથી પેલી અસંખ્ય બારીઓની આંખોથી એની તરફ મીટ માંડી રહેલી ઇમારતોની સચોટ નજરમાંથી બચી જવા એ જરા દોડી ગયો. અને બહાર મોટા રસ્તાના ઝળાંહળાં કરતા અજવાળાએ એને વધાવી લીધો.

એના ધોતિયાની છૂટી પાટલીમાં પવન આવીને ભરાયો. એના વ્યવસ્થિત રીતે ગોઠવાયલા બાલોમાં એ રમી ગયો. એણે હાફકોટની બન્ને બાજુ ખીસામાં હાથ ઘાલ્યા. એના દૂબળા દેહનો સીનો ઉલ્લાસથી આગળ ધસી આવ્યો. એનું માથું ઊંચે ફેંકાઈ ગયું.

એણે ધીમે, એકધારી ગતિએ ચાલ્યા કર્યું. એ ક્યાં જતો હતો એની એને પણ ખબર નહતી. એ...તો ફક્ત અવાજની દુનિયામાંથી અજવાળાંની દુનિયામાં બહાર પડ્યો હતો. બહાર પડતાં વેંત જ અજવાળાંનો નશો એની રગેરગમાં ફરી વળ્યો.

જરા વારમાં તો એ પોતાનું અસ્તિત્વ જ ભૂલી ગયો. એની આસપાસ, ઉપર નીચે ભડકભડક થઈ રહેલા જીવનની આગમાં એનું ભાન ગુમાઈ ગયું. ડાબેજમણે માથું ફેરવતાં એણે ચાલ્યા જ કર્યું.

બહારનાં અજવાળાંએ એના અંતરનાં અંધારાંને ઘડીભર આવરી લીધાં. બહારની દુનિયા પર ઓપ ચઢાવતી કલ્પના ય દબાઈ ગઈ. માનવતાથી અડકાઈ જઈ ઉશ્કેરાઈ જવા તૈયાર થાય એ લાગણીઓ ય સમાધિ લઈ ગઈ. અજવાળાંને પરવશ એ ફક્ત પશુ બાકી રહી ગયો. એના ખીસામાંથી એના હાથ બહાર ન નીકળ્યા. ધોતિયાંની પાટલીમાં, વીખરાયલા બાલોમાં અંધારાં, અજવાળાં અને પવન રમી રહ્યાં. અને એણે અજવાળાના એક ટપકેથી બીજે ટપકે નજર ફેરવતાં ચાલ્યા કર્યું.

અજવાળાંની ચિત્ર–વિચિત્ર દુનિયા પસાર થવા લાગી. સિનેમાની ઝળાંહળાં કરતી અસંખ્ય વીજળીની બત્તીઓ નીચે પણ ભેળવાળાના ખુમચા પર ઘાસલેટની બત્તી ધૂંધવાઈ રહી હતી. ઇરાનીની હોટલમાં, દોઢ

ડઝન બત્તીઓના અજવાળા નીચે કોઈએ હોટલના છોકરાને પીઠ પર લાત મારી કહ્યું: 'દેખતા નહિ હય, સુવરકા બચ્ચા ?'

જરા દૂર, આંજી નાખતી અજવાળાની બે મોટી આંખો ખોલી દોડી આવતી મોટર ગાડીએ 'ડબલ બ્રેક' લગાવી. એક આંધળો ભિખારી રસ્તો ઓળંગી રહ્યો હતો.

એણે તો ચાલ્યા જ કર્યું !

જરા આગળ, જમણી બાજુ પર ગુલમહોરની ઘટામાં મ્યુનિસિપાલિટીની એક બત્તીએ અજવાળું ગુમાવી દીધું હતું. એ અંધારા નીચે એક બદસૂરત સ્ત્રીનો સુંદર દેખાવાનો ડોળ સફળ થવાની તૈયારીમાં હતો. આખરે કોઈ એક ઘરાકે એનો હાથ પકડ્યો. એ અદા જોઈ જરા દૂર ઊભા રહેલા ગાડીવાળાએ એ તરફ ઘોડાનું ધ્યાન ખેંચ્યું. ઘોડો ખૂંખાર્યો, ઘરાકે ગળું સાફ કર્યું, ઓરતે અદા સમારી.

એની ગતિમાં જરા શિથિલતા આવી. અને એના હોઠ પર એક ગંદુ હાસ્ય આવીને બેઠું. એ જ ગુલમહોરવાળી બત્તીને થાંભલે અડીને એ જરા ઊભો રહ્યો અને સિગારેટ સળગાવી. એની આંખ આગળ બળી ગયેલી દિવાસળીના અજવાળા પાછળ, જરા વાર, બધું અંધારામાં ઢંકાઈ ગયું. એણે નખરાથી દિવાસળી ઓલવીને ભોંય પર ફેંકી. એના પશુના મનમાં એક ઇચ્છા જન્મી. એ હસ્યો અને એ હાસ્ય પશુના હાસ્ય જેવું મુક્ત અને બેડોળ બન્યું. એની આંખોમાં રસ્તાનાં અજવાળાં ડોકાઈ ગયાં.

બાજુની ગલીમાં પેસતાં પહેલાં પાન ખાઈને એણે હોઠ રંગ્યા—મન તો રંગાઈ ગયું પેલા ઓલવેલા દીવાથી.

એ ગલીનાં અજવાળાં ભયંકર હતાં—ભયંકર હતાં એટલી એને ખબર હતી. તો ય એના પગ અટક્યા નહિ. ઊંચી ઇમારતો પ્રકાશિત બની હતી. બારીએ બારીએ લાલ, લીલી, પીળી બત્તીઓ રંગરંગની, જાતજાતની ટોપીઓ પહેરી નખરાથી લટકી રહી હતી. આ ગલીની દુનિયાને રાતનાં અજવાળાં સિવાય બીજા કોઈની પરવા નહોતી—બીજા કશાની કિંમત નહોતી. બારીએ બારીએ ઊભી રહેલી નગ્ન દેખાવા માટે કપડાં પહેરેલી સ્ત્રીઓ અજવાળાંનાં ફૂલ બનવા અજવાળાંને લૂંટી રહી હતી.

અહીં વીજળીનાં અજવાળાં નીચે જ આંખો ખૂલતી. એ અજવાળું ઓલવાઈ જતું ત્યારે આંખો પણ બિડાઈ જતી—અને ત્યાં પેલી ગલી બહાર સૂરજ ઊગતો.

એની નજર દોડવા લાગી. ગામને આ ખૂણે આટલી બધી 'સુંદરીઓ' હતી? એ સુંદરીઓ તો હતી જ. એકેક બારીએ ચચ્ચાર ચડી બેઠી હતી. કોઇના માથામાં વેણી હતી. કોઈના મોઢામાં સિગારેટ હતી. કોઈ પાન ચાવતી હતી, પણ હતી બધી રંગેલી! એ બીજા માળ પર—અરે, પણ એ કોના પગ સાથે અથડાઈ પડયો? 'આંધો તો નહિ?'

બીજા કોઇની અડફટમાંથી બચવા જતાં એક કૂતરાની પૂંછડી એણે છૂંદી નાખી. એના કકડાટ પરથી ડોકું ફેરવે છે તો એક દૂબળો, ચાંદીની મેલી બંગડીઓવાળો હાથ ભીખ માગતો એની સામે તોળાઈ રહ્યો હતો. એણે ગતિ વધારવાનું કર્યું પણ અહીં તો અવાજ અને અજવાળાં બન્નેમાં ગજબની ગતિ હતી. એ ગતિને પહોંચી વળવાની એનામાં હવે તાકાત નહોતી. એ ઢસડાતો ચાલ્યો.

એના કપાળ પર પસીનાએ દેખાવ દીધો. ફૂટપાથ પર ખાસ ગિરદી તો નહોતી પણ અહીં સહુ કોઈ ફાવે તેમ ચાલતું. કોઈ કોઈને હટીને માર્ગ નહિ આપતું. એની આંખો પહેલે માળથી ચોથે માળ ચઢઊતર કરી રહી.

કોઈ એને ખભું અડાડી દૂર જતું રહ્યું. એણે પાછળ જોયું તો એક 'સુંદરી' બસના થાંભલાને અઢેલી એની સામે અદાથી હસી રહી હતી. એના મોઢા પર હાસ્ય આવીને જતું રહ્યું. આગળ જતાં એણે વિચાર બદલ્યો. એ પાછો ફર્યો પણ સામેથી, આખી ફૂટપાથનું રાજ્ય ભોગવતા એકબીજાને આધારે ચાલ્યા આવતા ત્રણ લાલ ટોપીવાળા-ઓને જોઈ કોટના ખીસામાં એના હાથની મૂઠીઓ વળી ગઈ. એ ઊભો રહી ગયો. અને એની સાથે જ એની બાજુમાં એક સાઇકલવાળો ઊતરી પડ્યો—અને બીડી સળગાવી ઠંડી શાન્તિથી એની સામે જોયા કર્યું. પહેલે માળથી 'પચ' દઈને પાનની પિચકારી એની બાજુમાં પટકાઈ પડી. એને ઊંચે જોવાનું મન થયું પણ હિંમત ચાલી નહિ. એ મૂઢના જેવો ઊભો જ રહ્યો.

રાત બહુ આગળ વધી ગઈ હતી. આગળ કે પાછળ, અહીંની રાત હર રાતના જેવી બધે જ સરખી હતી. ગુલમહોરનાં ફૂલ જેવાં લાલ બદન, ચંપાનાં ફૂલ જેવાં પીળા મરકતાં બદન, કુમળી કળીઓ અને ખરતાં પાન–સહુ કોઈ મિજાજ ચઢાવી બારીએ સવાર બન્યાં હતાં.

આ ગલીનો એક જ મિજાજ હતો–અવાજ અને અજવાળાં! જીવનમાં કાંઈ પણ હતું તો એ જ હતું. જૂના અવાજ મટી જતા, જૂનાં અજવાળાં ઓલવાઈ જતાં, જૂનાં બદન નવાં દેખાવાની જહેમતના થાકથી ખરી પડતાં અને એમની જગાએ કુમળાં અને નવાં આવતાં. અહીંની ગતિ ભયંકર હતી. એ સહુ કોઈને ગળી જતી.

એ ગતિએ એને લાંબો વખત ઊભો રહેવા દીધો નહિ. કોઈ એની ઉપર થૂંક્યું, કોઈએ એને ધક્કો માર્યો, કોઈએ એના ખીસામાં હાથ નાખવાનું કર્યું, કોઈએ એની પાસેથી ભીખ માગી, કોઈએ એને નજરથી ડાર્યો, કોઈએ નખરાંથી ઉશ્કેર્યો, કોઈએ એને સંકેતથી આમંત્ર્યો! એને કંઈ સૂઝ્યું નહિ. એ મૂંઝાઈ ગયો. અજવાળાંના નશાએ એની રગેરગ ચૂંથી નાખી.

એના સ્નાયુઓ તંગ બની ગયા. એણે દાંત પીસ્યા, એના મગજમાં લોહી ધસી આવ્યું. આંખો ફાટફાટ થઈ રહી.

એને વીજળીના આંચકા જેવો એક વિચાર આવ્યો અને શરીર એવી જ ઝડપથી હોશિયાર બની ગયું. એણે પીઠ ફેરવી અને સામેના મકાનનો દાદર એ ધડધડ ચડી ગયો. પહેલે માળે પહેલી જ ઓરડીના દરવાજે એ હાંફતો ઊભો રહ્યો. જાણે કોઈ એની રાહ જોઈને જ ઊભું હોય એમ લાલ પડદો ઝડપથી ખસી ગયો. એણે હજી શ્વાસ પણ પૂરો નહોતો લીધો ત્યાં એક કુમળા હાથે એનો ખભો પકડીને અંદર ખેંચી લીધો. પહેલી ઓરડીમાં, બીજી ત્રણ 'સુંદરી'ઓનો એની તરફ હસવાનો પ્રયોગ અસફળ ગયો. એ હાથ એને બીજી ઓરડીમાં ખેંચી ગયો.

એ હાથે એનો કોટ ઊતાર્યો, ટોપી ઊતારી, એને પલંગ પર સુવડાવ્યો. "અચ્છા, કિતને પયસે લાયે હો?" ની વિધિથી શરુઆત થઈ.

અને બહાર શોરબકોર ચાલુ રહ્યો. ક્યાંક એક જૂનું ઘડિયાળ ચાવી

ખલાસ થવાની રાહ જોતું 'ટકડ ટક' 'ટકડ ટક' કંટાળાભરી રીતે ચાલ્યા કરતું હતું. રાત એવી ને એવી કપાતી જતી હતી.

થોડાક સવાલ થયા. એ ભાગ્યે જ કંઇ બોલ્યો—પણ પલંગ પર એમ જ પડી રહ્યો. વખત પસાર થવા લાગ્યો. એ 'પાવડર' અને 'પોમેડ'ની વાસ એને ગમી નહિ. એ બદન એને જરા અડી પડ્યું ત્યારે એને સખત આંચકો લાગ્યો. અને ગુમાઈ ગયેલી લાગણીઓ પાછી ફરી—લાગણીઓનાં પૂર ધસી આવ્યાં. નવી લાગણીઓ સાથે ભૂતકાળની યાદનાં ટોળાં પણ દોડી આવ્યાં. એનું મન દુભાઈ ગયું. અને એક લાંબો નિઃશ્વાસ નીકળી ગયો.

એ ઊભો થઈ ગયો.

'ક્યા, જા રહે હો?'

'હાં!'

'ક્યોં?'

એણે જવાબ ના આપ્યો.

પેલીએ પૂછ્યું, "તો ફિર આયે કાયકો? પયસે કાયકો દીએ?"

ખરેખર શા માટે? એને પણ ગમ પડી નહિ. એ બહુ જ થાકી ગયો હતો. એનું હૃદય 'થડ થડ' એને હથોડા મારી રહ્યું હતું. પૈસા જહાન્નમમાં ગયા! એની આંખોને અત્યારે રડવાનું મન થયું હતું. પણ આ કાંઈ રડવાનું સ્થળ નહોતું! ગળે આવતો ડૂમો એણે માંડમાંડ રોક્યો.

એના હાથ બેડોળ રીતે એની ટોપી સાથે રમી રહ્યા.

'શાયદ આપકી તબિયત અચ્છી નહિ—પાની લા દું?'

પાણી પીને પણ એ સ્વસ્થ ન બન્યો. પેલીએ એનો હાથ પકડીને ખુરશી પર બેસાડ્યો.

"આપ ક્યા કામ કરતે હો?"

એણે જવાબ નહિ આપ્યો.

"તો આપકી બીવી-બચ્ચેં હૈય ?"

એનું ટહેલી રહેલું હાસ્ય ઊડી ગયું, એ ટટ્ટાર થયો. પેલીની સામે જોતાં એની આંખો શૂન્ય બની ગઈ અને મોઢું ફાટી ગયું. અંધારાનું એક વાદળ એની નજર આગળથી પસાર થઈ ગયું.

'હતાં.' એણે ધીમેથી કહ્યું. 'બધાં મરી ગયાં !'

'અરર ! ઓરત ખૂબસૂરત થી ?'

'હા, ખૂબ જ સુંદર ! હું અઢાર વરસનો હતો અને એ ચૌદ વરસની હતી ત્યારે અમે પરણ્યાં હતાં. અને...અને...'

'ક્યા ?"

'કુછ ભી નહિ !'

'વો આપસે પ્યાર કરતી થી ?'

એણે વહાલથી એની સામે જોયું અને મીઠું હસી પડ્યો. માથા પરથી ટોપી ઊતારી એના ભરત પર એ આંગળીઓ ફેરવી રહ્યો.

'બડી નેક ઓરત હોગી !'

એ શોરબકોર વચ્ચે પણ એ બન્નેને ચુપકી અડી ગઈ.

'આપને દુસરી દફે શાદી નહિ કી ?'

એને બીજો આંચકો લાગ્યો. એણે પેલીની સામે ભમ્મર નીચી કરીને જોયું. એણે માથે ટોપી ઘાલી દીધી અને ખીસામાંથી રૂમાલ બહાર કાઢ્યો.

'ક્યોં નહિ ? આપ અબ તક જવાન હો.'

પેલીએ એની તરફ પીઠ ફેરવી અને ફરી કહ્યું :

'હમસે શાદી કરોગે ?' કહેતાં એ ઝડપથી પાછી ફરી અને હસી પડી. એણે સિર્ફ મશ્કરી કરી હતી. અને એના ચહેરાના અવાજ અને અજવાળાં હસી રહ્યાં. તો ય એ હાસ્ય એના 'મેક-અપ' સાથે બંધ બેસતું નહિ આવ્યું ! એને એ મશ્કરી ગમી નહિ. એણે ઊભા થઈ ચાલવા માંડ્યું.

પેલીએ પાછળથી કહ્યું :

'આપને પયસે વસુલ નહિ કિયે !'

એણે દરવાજા આગળથી પાછળ ફરીને જોયું. એનો સીનો બહાર તરી આવ્યો અને આંખોએ ઘૂમરી ખાધી.

એના ચહેરા પર એની મરજી વિરુદ્ધ બીજો જ કોઈ ભાવ ધસી આવ્યો. આ બદનામ ઓરત પરનો અણગમો એ છૂપાવી શક્યો નહિ. એના હોઠ બિડાઈ ગયા. એની આંખમાંથી તણખા ખરી પડ્યા.

'ફિર કલ આઓગે?' નો જવાબ આપ્યા વગર એ દાદર ઊતરી ગયો અને નીચે અવાજ-અજવાળાંના વહનમાં એ વહેતો થઈ ગયો.

એની નજર અત્યારે કશું દેખતી નહોતી. એ અજવાળાં એને મન ઓલવાઈ ગયાં હતાં. એના કાનમાં અવાજની એ નાનકડી ગલીના પ્રતિઘોષ પડી રહ્યા હતા.

અજવાળાંભર્યા રસ્તા વટાવી અવાજની ગલીમાં પેસતાં એણે છૂટકારાનો શ્વાસ લીધો. એણે ગતિ ધીમી કરી. ક્યાંક બત્તી બળી રહી હતી. ક્યાંકથી અવાજ આવ્યા કરતા હતા. એના થાકેલા અંગમાંથી ઠંડીની એક લહર પસાર થઈ ગઈ.

અવાજ એને ઘેરી વળ્યો:

'આપ કે બીવી-બચ્ચે હંય ?'

'બધાં મરી ગયાં !'

એનાથી વધારે રહેવાયું નહિ. એણે ડૂમો આવવા દીધો. એનાથી એક ડૂસકું ભરાઈ ગયું. એ મનમાં બોલ્યો : 'અત્યારસુધી બધાં મરી ગયાં હતાં !'

કંઈ પણ અવાજ કર્યા વગર એ મોટા દરવાજામાંથી પસાર થઈ ગયો. બબ્બે પગથિયાં ચડતો એ ચોથે માળ દોડી ગયો. દાદર આગળ એ જરા સંકોચાઈને ઊભો રહ્યો. સામે જ એની ઓરડીનાં કમાડ એમ જ ઉઘાડાં પડ્યાં હતાં.

એણે માથું ઢાળી દીધું. અહીં ખરેખર કશું જ બન્યું નહોતું ? આ કેવી દુનિયા હતી ? એના હાથમાંથી ધોતિયાનો છેડો સરી પડ્યો.

એ ઓરડીમાં પેઠો અને આસપાસ નજર ફેરવી. ઘાસતેલની બત્તીને મોટી કરવા બંગડીવાળો એક હાથ એણે લંબાતો જોયો. દોડી જઈ, એ હાથને એણે પકડી લીધો અને વહાલથી દાબ્યો.

'કોણ, તમે ?'

'હા, રહેવા દે ! મને બત્તી નથી જોઈતી ! અરે બાપરે, તારો હાથ કેટલો તપે છે ? ફરી તાવ આવ્યો ?'

જવાબમાં એને એક હળવું રુદન સંભળાયું. એના પંજામાંથી એ દૂબળો હાથ બંગડીઓ ખખડાવતો ખેંચાઈ ગયો. બીજે ખૂણેથી કોઈએ જોરથી ઉધરસ ખાધી. એક બાળક રડી ઊઠ્યું: 'ઓ મા !' ફરી બંગડીઓનો અવાજ થયો. અભરાઈ પર દોડધામ કરતા ઉંદરોએ કાચનો એક પ્યાલો જમીન પર પછાડ્યો. અને દૂધવાળાએ દરવાજો ઠોક્યો. એણે ખાટલા પર બેસી જઈ માથાના બાલ પીંખ્યા—

પાછી એ જ અવાજની દુનિયા !

# શેર માટીની ભૂખ

**સત્તર** વરસે **પદ્મા** પરણી. વીસમા વરસ સુધી એને કંઈ છોકરાં ન થયાં, એની એણે પરવાય કરી નહિ. પણ બાવીસ વરસે પહેલી જ વાર એને 'શેર માટીની ભૂખ' જન્મી. અને તે દિવસથી પોતાના હૈયાને જ જાણે જૂઠું સમજાવતી હોય એમ એ સૌને કહેતી ફરતીઃ 'અમને કંઈ છે? 'હુતો' ને 'હુતી'—અમે ગમે તેમ કરીએ. આ છોકરાંઓની પંચાત, બા, અમને ન જોઈએ!'

પણ એ ભૂખ તો દિવસેદિવસ વધતી ચાલી. એની આંખોએ પેલો શૂન્યભાવ દેખાવો શરૂ થયો. દહાડેદહાડે એને એકાન્ત મીઠું ભાસવા લાગ્યું. ચાલીનાં બૈરાંઓ જોડે બેસવા કરતાં બારી આગળ ઊભું રહેવું કે ઉંબરા પર એકલું બેસી રહેવું એને વધારે ગમતું.

એક વખત એનાં બારણાં આગળ બાજુવાળી **સાવિત્રી**નો બાબો રમતો હતો. **પદ્મા** એને જોઈ રહી. એક પળ, બે પળ અને ત્રીજી પળે તો એનું ભાન પણ સરી ગયું. કોણ જાણે કેમ એ તરત જ ચોંકી ઊઠી અને ધબ દઈને બારણું દઈ દીધું. એ મૂંઝાઈઅકળાઈ ગઈ.

અને પાછળથી થયું કે એ તુચ્છ, ગંદા છોકરા તરફ જોતાં એનું માન ગળી ગયું હતું. અને પેલી ભૂખે એની આંખોમાં તરી આવી, એના અણોસરાપણાને ઉઘાડો પાડી દીધો હતો. એ દયામણી સ્થિતિમાં એને કોઈ જોઈ જાય તો એને કેટલી ભોંઠપ લાગે!

પણ **સાવિત્રી**નો બાબો એને બહુ ગમતો—બહુ મીઠો લાગતો! એની તરફ ન જોવાનું એ કેમે કરી નિશ્ચિત કરી શકી નહિ. પણ હવેથી એ એને કોઈ વખત બારણાંની ફાડમાંથી જોયા કરતી—જોઈ જ રહેતી. આંખમાં આંસુ ઉભરાઈ એનું દર્શન અવરોધતાં ત્યારે જ **પદ્મા**ને ભાન થતું કે પોતે તો રડી રહી છે.

અને એ ધબ દઈને પાછું બારણું બંધ કરી સોફા પર પડી રહેતી. એનું દીવાનખાનું સ્વચ્છ અને સુઘડ રીતે શણગારેલું હતું.

સોફા, ખુરશીઓ, સીસમની કોતરકામવાળી ટીપોઈ, છેલ્લી ઢબનું રાઇટીંગ ટેબલ, એનામલનો ટેબલ લૅમ્પ અને ભીંત પર શૃંગારની છબીઓ. પણ પદ્માને આ સ્વચ્છ સુઘડતા બેહૂદી રીતે નિર્જીવ ભાસતી. અરે, જીવવાનો ડોળ કરતું પેલું ઘડિયાળ પણ 'ટક–ટક' એના જીવનની મીઠી પળો કાપીકાપીને ઓછી કરતું ભાસતું !

પચીસ વરસ ખરી ગયાં, પદ્મા તોય માતા ન બની.

એક દહાડો એને ઉધરસ થઈ. એમના ડૉક્ટર પાસે દવા લેવા ગઇ ત્યારે હસતાંહસતાં આ વાત ઉચ્ચારી : 'હેં ડૉક્ટર સાહેબ, આનો કંઈ ઉપાય નથી ?'

ડૉક્ટર હસમુખો થવા જતાં ચિબાવલો થઈ ગયો. એણે કહ્યું : સારું ને છોકરાં નથી થતાં તે ! એટલાં તમે ભાગ્યશાળી છો. બાકી તો, લોકોને છોકરાં ન થાય એવા ઉપાય જોઈએ છે !'

પદ્મા હસી. એને હસાવી માટે ડૉક્ટર પણ ખૂબ હસ્યો. પદ્મા ઘેર આવી એના નિર્જીવ સોફા પર અરધો કલાક રડી.

પછી તો પદ્માની ભૂખ વધતી ચાલી. એ હર્ષદરાય–એના પતિના ખોળામાં માથું મૂકી રડી દેતી. મધરાતનાં અંધારાંય એ ભૂખ્યું રુદન સાંભળી થથરી ઊઠતાં.

એને આશ્વાસન આપતાં આપતાં હર્ષદરાય ઊંઘી જતા. ત્યારે પદ્મા ઊઠીને બારી આગળ ઊભી રહેતી. કો'ક રાતના ચંદ્ર હોય, કો'ક અંધારી, તારલાઓથી મઢી રાત હોય. પણ પદ્માને અજવાળિયાં-અંધારિયાંની કંઈ પડી નહોતી. ગમે તેવા આકાશ નીચેય નિર્જીવ લાગતા જગતની પેલી પાર એ દિવાસ્વપ્નો ગૂંથતી અને એ સ્વપ્નમાંથી જાગતી ત્યારે રડી રડી, મનમાં પૂકારીને કહેતી: 'પ્રભુ, મારી એક 'શેર માટીની ભૂખ' ન ભાંગે ?'

અને એમ કેટલીય રાત્રિઓ અંધારું–અજવાળું કરી વહી ગઈ.

એક દહાડો બાજુવાળી સાવિત્રીએ એના બાબાની પીઠમાં ફોલ્લો થયેલો જોયો.

'હાય હાય! આ શું?' એણે લાગલી જ બૂમ પાડી. મંગળાબહેન, આ જુઓ મારા બાબાને કોઈએ ડામ દીધો છે!' એણે બાબાને છાતીએ ચાંપી અસંખ્ય બચીઓ ભરી.

'એ મોઈ પદ્માનાં કામ હશે—મોઈ વાંઝણી! કમાડની ફાડમાંથી મારા બાબા તરફ વરુ જેવી ભૂખી આંખે જોતી મેં એને ઘણી વખત જોઈ છે. નીચ, મોઈ નફ્ફટ!'

પદ્માએ એકેક શબ્દ સાંભળી લીધો. એનો શ્વાસ રૂંધાયો. એનું કાળજું વીંધાઈ ગયું. વાંઝિયાપણું આવડું મોટું પાપ હશે એ એને આજે જ ખબર પડી. એણે લાજ, ક્ષોભ તજી મોટેથી રડી દીધું—પોક મૂકીને રડી. એ રુદન એનાથી કેમે કરી રોકાયું જાય તેમ નહોતું.

એ ડામ જેવા શબ્દોનો જવાબ એક જ હતો. પદ્માએ છોકરું મેળવવા આકાશ-પાતાળ એક કરવાનો નિશ્ચય કર્યો. એણે એક પછી એક ડૉક્ટરો અજમાવ્યા, વ્રત લીધાં, માન્યતાઓ કરી. દોરા, ધાગા અને માદળિયાંઓ મંત્રાવ્યાં. જાપ જપાવ્યા અને બ્રાહ્મણો જમાડ્યા. પણ કશું ય વળ્યું નહિ. સૌ કોઈ એના પૈસા લૂંટી ખસી ગયું.

પદ્મા હતાશ બની. એના નિર્જન ઓરડામાં અને એના મનની અંધારી એકલતામાં પાછી પટકાઈ પડી!

અને પદ્માને ત્રીસ વરસ પૂરાં થયાં!

ધીમે ધીમે એ આજુબાજુની વ્યક્તિઓ અને વસ્તુઓમાં રસ લેતી બંધ થઈ. એને માટે હવે હતું એક રુદન—જીવનને વળગી રહેવાનો એક માત્ર તાંતણો—જે એને બહુ વાર વહાલું લાગતું.

એક દહાડો રાતના હર્ષદરાયે કહ્યું: 'કાલે આપણે ત્યાં મહેમાન આવવાના છે.'

'કોણ?' પદ્માએ પૂછવાની ખાતર જ પૂછ્યું.

'હરગોવિંદ'

'હેં!'

'નથુ કાકાનો હરગોવિંદ! ગામમાં આપણી બાજુમાં રહેતો હતો તે!'

'એ તો ડૉક્ટરનો અભ્યાસ કરતો હતો ને?'

'હા–એ જ. એને પાસ થયાને બે વરસ થઈ ગયાં. અહિં દવાખાનું ખોલવાનો વિચાર રાખે છે.'

બીજે દિવસે હરગોવિંદ આવ્યો. સત્તાવીસ વરસનો, મજબૂત બાંધાનો, સુંદર બિનઅનુભવી યુવાન. પદ્મા એની જોડે વધારે કંઈ બોલી નહિ. પણ હરગોવિંદને કોઈની પણ જોડે વાતો કરવાની ટેવ હતી; અને વાત વચ્ચે શ્વાસ લેવા થંભતો ત્યારે મોહી પડવાનું મન થાય એવું થોડુંક હસી લેતો.

દુનિયા હજી સુધી એણે અનુભવી નહોતી, એટલે એનું હાસ્ય મુક્ત અને મોહક હતું. શ્રદ્ધા હજી કસોટીએ ચડી નહોતી, તેથી એના સ્વભાવમાં ગૌરવભરી તુમાખી હતી.

ચાર દિવસ વહી ગયા. જાણે અમસ્તો જ આવ્યો હોય એમ એણે દવાખાનાની પેરવીમાં કશું ય પગલું ભર્યું નહિ. તેમ વાતે ય ઉચ્ચારી નહિ. પદ્માને આ છોકરો, ઉપરછલ્લો ને અધૂરો તો ય, ગમી ગયો. એની હાજરીમાં પેલા એકલવાયા વિચારો માટે અવકાશ નહોતો!

દિવસ જતાં પદ્મા એની જોડે વાતો કરવા લાગી–બધી ય વાતો કહી, ડૉક્ટરથી માંડીને જોષી સુધીની! અને વાર્તાને છેડે પેલી નમણી આંખો ય ઢળી પડી. તેણે આંસુ છુપાવવાનો પ્રયત્ન કર્યો તે હરગોવિંદે ચપળતાથી જોઈ લીધું. પદ્માને એ મૂંઝવણમાંથી બચાવવા પોતે પીઠ ફેરવી બારી આગળ ઊભો રહ્યો. અને સત્તાવીસ વરસના આ બિનઅનુભવી યુવાને દુનિયાદારીનો પહેલો પાઠ લીધો. એને ભાન ન રહ્યું કે એનું હૃદય થોડુંક જુદી જ રીતે થડકી ગયું હતું.

તે રાતે એણે પદ્મા વિષે જ વિચારો કર્યા અને બીજે દિવસ જૂઠું હસતી પદ્મા એને ચાહ આપવા આવી ત્યારે એણે ગંભીર થઈ કહ્યું:

'પદ્માબહેન, એક વાત કહું?' પદ્માનું ખોટું હાસ્ય ઊડી ગયું. જે વાત ઉચ્ચારવી ય એને ગમતી નહોતી તેનું સૂચન હરગોવિંદ કરવાનો હતો.

'શું છે?'

'ગઈ કાલે તમે પેલી વાત કરી ત્યાર પછી મને એક વિચાર આવ્યો કે નિઃસંતાન રહેવા માટે જેટલાં તમે જવાબદાર છો તેટલે જ દરજ્જે હર્ષદરાય પણ જવાબદાર છે. એમની પણ તપાસ કરાવી દવા લેવડાવો.'

પદ્મા બોલી નહિ, પણ એનું કપાળ અને હોઠ એની અમર વેદનાથી મરડાઈ ગયાં. એણે ઊભા થઈ જઈ આ તોછડા છોકરાની હાજરીમાંથી ભાગી જવા ઇચ્છયું, પણ એમ કરવાની એનામાં શક્તિ આવી નહિ. એ ધબ દઈને પાછી સોફા પર બેસી ગઈ. બે હાથમાં માથું મૂકી નિરાધારીનો એકરાર કરતી રડી પડી.

હરગોવિંદે એક ઘડી માટે એની તરફ સ્નેહાળ નિકટતા અનુભવી: એટલી બધી અને એવી તો સચોટ કે એ અનુભવ માણતાં આ પ્રસંગે ઊભી કરેલી પોતાની ફરજ પણ એ ભૂલી ગયો—પદ્મા તરફ અભાન જોઈ જ રહ્યો! જિંદગી જો એક નાટક જ હોય તો અત્યારે રુદનનો કેવો સુંદર અભિનય કરતી હતી આ મોહક, અતિ મોહક પદ્મા!

બેદરકારીમાં વિખરાઈ ગયેલા પણ કળાભરી રેખાઓ દોરતા તાજા જ ધોયેલા વાળ, રડીરડીને મદમસ્ત દેખાતી આંખો અને રુદન પછી નિર્મળ થયેલું, ભીના હોઠવાળું મનમોહક મુખારવિન્દ!

હરગોવિંદે જોયા જ કર્યું. એનું હૃદય પદ્માની વિખરાયેલી લટો સમારી એનાં આંસુ લૂછવાના સંકેત કરી રહ્યું હતું. એણે હાથ ઊંચો-નીચો કરી બહાના રૂપ શબ્દો શોધવાની મથામણ કરી ત્યારે પદ્માએ એની મૂંઝવણ જોઈ. એણે નટની ચતુરાઈથી ભાવ બદલ્યા અને હરગોવિંદને કશી તક આપ્યા વિના બીજા રૂમમાં જતી રહી!

નહિ. અંદર જઈ રડી નહિ. બંધ બારણાં આગળ નિમૂઢ ઊભી રહી—જાણે એનું આખું ય મન ભૂલમાં બહાર બીજા ઓરડામાં ન રહી ગયું હોય! એ કશું ય નહોતી કરતી, તો ય એના હાથપગ પરાણે ધ્રૂજતા હતા. એના હૃદયના ધબકારાની ગરમી આખા શરીરમાં ફરી વળતી એણે અનુભવી!

હરગોવિંદ બહાર ગયો કે લાગલી જ પદ્મા દીવાનખાનામાં આવી

બેઠી—છૂટકારાનો દમ ખેંચ્યો. હાથપગની ધ્રૂજારી બંધ પડી ત્યાં સુધી એ એમ જ આંખો મીંચીને પડી રહી.

અને ત્યાર પછી સુઘડ રીતે ગોઠવાયેલા એના દીવાનખાનાની દરેક વસ્તુમાં પદ્માએ પ્રાણ પાંગરતા જોયા. એને લાગ્યું કે અહીંની દરેક વસ્તુ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી હતી. કોતરકામવાળી ટીપોઈ અને નવી ઢબનું ટેબલ કળાનાં સુંદર નમૂના હતાં. પેલું કંટાળાભર્યું ઘડિયાળ હવેથી એના હૃદયસંગીતમાં તાલ પૂરવા લાગ્યું અને એ તાલના નશામાં પદ્માના કલાકો અને દિવસો ગણતરી વગર વહી ગયા.

ત્રીસ વરસ પછી પદ્માના સ્ત્રીત્વે અકળાવી નાખે એવી ત્વરાથી ખીલવાની શરૂઆત કરી. આટલાં વરસો સુધી પદ્માએ એના યૌવનની દરકાર નહોતી કરી. આ બેદરકારી માટે યૌવન એની પર આફરીન થયું હોય એમ પોતાની સોળે કળાઓ એની પર ઢોળી દીધી.

જિંદગીમાં પહેલી જ વખત સાડી નીચે પોતાનું યૌવન સંતાડવાનો આ ત્રીસ વરસની નવયૌવનાએ અભાન પ્રયત્ન કર્યો ત્યારે સૌન્દર્યનાં અસંખ્ય કળાવર્તુળો પેદાં થયાં—પ્રસરી ગયાં !

અત્યાર સુધી હરગોવિંદની હાજરીમાં નિઃસંકોચ રુદન કરનારી—હૃદય ખોલીને વાતો કરનારી પદ્મા હવે એની નજર નીચે મીઠું મૂંઝાવા લાગી. એ જોતા હોય ત્યારે એના અભિનયમાં ગાંભીર્ય અને ગતિમાં ક્ષોભ પરાણે આવી જતાં. એ બાજુમાંથી પસાર થતો ત્યારે પદ્મા બારણાં પાછળ લપાતી; અને જાણી જોઈને લપાતી તો ય એની આંખો સાથે આંખો મિલાવવાનો મોહ એનાથી છૂટતો નહિ. કોઈક વખત અકસ્માત બની જતો અને એ બન્ને દૃષ્ટિઓ અથડાઈ પડતી ત્યારે પદ્મા ત્વરાથી પીઠ ફેરવી પરાણે મુશ્કેરાઈ જતી; અને એ ઉશ્કેરાટ સંતાડવા ચપળ હાથોથી સાડીનો પાલવ ખેંચતી ત્યારે એના ખીલતા યૌવનની બે-ચાર કળીઓ ફૂલ બની જતી.

એક સવારના હર્ષદરાય બાથરૂમમાં નહાવા બેઠેલા. દીવાનખાનામાં એકલા જ બેઠેલા હરગોવિંદને પદ્મા ચાહ આપવા આવી ત્યારે એણે સહસા પૂછ્યું :

'હમણાં હમણાં કેમ કંઈ બોલતાં નથી, પદ્માબહેન? ગુસ્સે થયાં છો?"

જવાબમાં પદ્માના હાથમાંથી ચાહનો પ્યાલો પડી ગયો—ઢોળાઈ ભાંગી ગયો. આ જવાબ મૂરખ હરગોવિંદ સમજ્યો નહિ. એણે ફરી કહ્યું: 'જવા દો પ્યાલાને. મને જવાબ આપો.'

એ કશું બોલ્યા વગર પાછી ફરી, ત્યારે હરગોવિંદ એને આડો ફર્યો. પદ્મા કોણ જાણે ક્યા ભાવથી લાલલાલ થઈ ગઈ, આંખની ભમર સંકોચાઈ, મોઢું ગંભીર થઈ ગયું. 'મને જવા દો હરગોવિંદભાઈ.'

અને એ જ વખતે હર્ષદરાયે દીવાનખાનામાં પ્રવેશ કર્યો. હરગોવિંદ ગુનેગારની અદાથી ચોંકી ગયો. એણે પાછું ફરી જોયું ત્યારે પદ્મા રસોડાનાં બારણાં આગળથી એની તરફ લુચ્ચું હસી રહી હતી.

હર્ષદરાયની ગેરહાજરીમાં એ બન્ને ઘણી વખત એકલાં પડતાં. પદ્મા ઓછું બોલતી, પણ હરગોવિંદનું કહ્યું બધું સાંભળતી. અને બન્નેમાંથી કોઈ ન બોલતું હોય ત્યારે પદ્મા એક હાથની હથેળી પર હડપચી ટેકવી બીજા હાથની આંગળીવડે ટીપોઈ પર અદૃશ્ય રેખાઓ દોરતી.

'શું વિચાર કરો છો પદ્માબહેન?' હરગોવિંદ પૂછતો ત્યારે પદ્મા સારી પેઠે સમજતી. આવું પૂછી એ પોતાની આંખો સાથે એની આંખો મિલાવવા ઇચ્છતો હતો.

એને ઉશ્કેરવા એ નીચું જ જોઈ રહેતી અને હસ્યા વગર કહેતી: 'કશાયના નહિ!'

આવા એક પ્રસંગે હરગોવિંદે ગંભીર થઈ જઈ કહ્યું: 'મને લાગે છે કે મારે હવે અહીંથી જવું જોઈએ.'

'કેમ?'

'બસ એમ જ!'

'તમને કંઈ અગવડ છે અહિં? હોય તો કહેતા કેમ નથી? તમારે જુદાઈ ન સમજવી.'

'ના, ના. અગવડ તો કંઈ નથી.'

'ત્યારે?"

હરગોવિંદે દુભાયા જેવું મોઢું કરી જવાબ નહિ આપ્યો. ત્યારે પદ્માએ કહ્યું: 'તમારી મરજી' અને રેખા દોરતી હરગોવિંદની આંગળીઓ ત્યાં જ અટકી પડી. એણે અભિમાનમાં માથું ઊંચું કરી જોયું તો પદ્મા એની તરફ સચોટ નજરે જોઈ રહી હતી. અને એ દૃષ્ટિઓ ફરી અથડાઈ પડી, જુદી જ રીતે!

હરગોવિંદે ઊભા થઈ કોટ પહેરવો શરૂ કર્યો ત્યારે પદ્માએ વ્યંગમાં હસતાં પૂછ્યું: 'બહાર જાઓ છો? ચાહ કરી આપું?' એણે માનભંગ થઈ કહ્યું: 'નહિ' અને બહાર જતાંજતાં એણે પદ્મા તરફ જોયું ત્યારે એ જોરથી હસી પડી: 'તમે બાળક છો, બાળક, હરગોવિંદભાઈ!'

તે રાતના મોડે સુધી હરગોવિંદ પાછો ફર્યો નહિ. જમવાનો વખત ક્યારનો ય થઈ ગયો હતો અને હર્ષદરાયની અધીરાઈ વધતી જતી હતી. એમણે છેવટે કહ્યું: 'ચાલ ત્યારે આપણે જમી લઈએ. એને માટે ઢાંકી મૂકજે.' પદ્માને જમવાનું ભાવ્યું નહિ. એને હરગોવિંદ વિષે ચિંતા થવા લાગી.

અગિયાર વાગ્યે હર્ષદરાયે સૂવાની તૈયારી કરવા માંડી. 'તું તારે સૂઈ જા. એ ગયો હશે નાટકસિનેમામાં ક્યાંક. વહેલોમોડો આવશે પોતાની મેળે!'

પદ્મા પથારીમાં પડી પણ એને ઊંઘ આવી નહિ. હરગોવિંદ ગુસ્સે થઈને બહાર ગયો હતો અને મુંબઈમાં ટ્રામ, મોટર અને માણસો બધાં ય ખરાબ હતાં. એને અકસ્માત નડ્યો હશે? હૉસ્પિટલમાં હશે? પોલીસના કબજામાં હશે? એને અપાર મૂંઝવણ થઈ. ઘણી રાતો પછી એ ફરી બારી આગળ આવી ઊભી. મધરાતનું મુંબઈ હજી જાગૃત હતું. એને ખબર નહિ પડી કે એ શા માટે હરગોવિંદની આટલી બધી ચિંતા કરતી હતી. બજારમાં ભાવોની મોટી વધઘટ થતી ત્યારે હર્ષદરાય પણ કોઈક વખત મોડા ઘેર આવતા ત્યારે પદ્માની અધીરાઈ આમ જ વધી જતી.

'પણ હરગોવિંદ?' પદ્માના મને સવાલ કર્યો. એનો હૃદયે નિર્લજ્જ

જવાબ આપ્યો. એ પરસેવાથી રેબઝેબ થઈ ગઈ. એ જવાબને ખોટો ઠરાવવા જેમ એના મને અસંખ્ય બહાનાં શોધ્યાં તેમ હૃદય કિન્નાખોરીમાં જોરથી, જલદીથી થડકી ઊઠ્યું. 'હર્ષદરાય પણ એટલે જ દરજ્જે જવાબદાર છે.' હરગોવિંદના શબ્દો પદ્માને યાદ આવ્યા અને એમની તરફ જોતાં પદ્માને જિંદગીમાં પહેલી જ વાર અણગમો આવ્યો.

અને બારણાં પર ટકોરા થયા. પદ્મા ગભરાઈ, અકળાઈ ગઈ. પોતે જઈ બારણું ખોલવાની એની હિંમત ચાલી નહિ, હર્ષદરાય ભરઊંઘમાં હતા. 'જગાડું એમને?' ત્યાં ફરી ટકોરા થયા—એક, બે, ત્રણ, અરર—કેટલા બધા! એણે દોડી જઈ બારણું ખોલી નાખ્યું. હરગોવિંદ સીધો પોતાના રૂમમાં જતો રહ્યો. પદ્મા જોતી જ રહી. 'એક શબ્દ પણ બોલ્યા નહિ' એણે વિચાર કર્યો. અને એ દુઃખીઆરીનું હૃદય દુભાઈ ગયું, આંસુ વહી ગયાં. એ હળવે હાથે બારણું બંધ કરી પથારીમાં પડી!

બીજે દિવસે હર્ષદરાય બહાર ગયા કે તરત જ પદ્મા અને હરગોવિંદે એકમેક તરફ જોયું. જોતાં જ બન્ને ગંભીર બની ગયાં.

'રાત્રે મોડા કેમ આવ્યા?' પદ્માએ પૂછ્યું.

'સિનેમામાં ગયો હતો.'

'કહીને જવું હતું ને!'

થોડીવાર કોઈ કંઈ બોલ્યું નહિ, આખરે પદ્માએ નીચું જોતાં કહ્યું: 'મારો વાંક! મેં તમને નાહકના ગુસ્સે કર્યા હતા.' હરગોવિંદ તો ય કંઇ બોલ્યો નહિ. 'મને કેટલી બધી ચિંતા થઈ હશે એ તમને શું ખબર?'

'ચિંતા? અને તે મારા માટે! માણસો સિનેમામાં નથી જતાં?'

ખરી વાત. એણે શા માટે હરગોવિંદની ચિંતા કરવી જોઈએ? શા હક્કે?

'આનું નામ તે પારકી પંચાત!' હરગોવિંદે કહેતાં જ કહી દીધું.

'પારકી?'

'હાસ્તો.—પોતાની નહિ.'

'નહિ, પોતાની. તમે અમારા મહેમાન છો.'

'એટલા માટે પોતાની નહિ.' હરગોવિંદ સોફા પરથી અરધો ઊભો થઈ ગયો. 'તમે જૂઠું બોલો છો પદ્માબ્હેન!'

પદ્માના શરીરે ઠંડી કંપારી ફરી વળી. એનું અંગેઅંગ ધ્રૂજી ઊઠ્યું.

'મને નાહકની ચીડવો નહિ, હરગોવિંદભાઈ! જાણો છો, ને શા માટે પૂછો છો?'

અને એની તરફ એક સૂચક દૃષ્ટિ નાખી પદ્મા રસોડામાં જતી રહી. ત્યાં કંઈ કામ નહોતું તો ય એણે થાળીઓ એક જગાએથી ઊંચકી બીજી જગાએ ગોઠવી. કાચની બરણીઓનાં ઢાંકણાં અદલબદલ કર્યાં અને અમસ્તી અમસ્તી ચીનીનાં પ્યાલારકાબી ધોવા બેઠી. એને ક્યાં ય જંપ વળ્યો નહિ. મોઢું ફિક્કું અને આંખો લાલ થઈ ગઈ. હોઠો પર ભીનાશ આવી. એમને દાબી રાખવા છતાં એ પરાણે ફરકવા લાગ્યા. એની અધીરાઈ વધવા લાગી. હૃદયની જેમ એનું આખું અંગ એને થડકતું ભાસ્યું. હાથમાંથી ચીનીનો પ્યાલો પડી ભાંગી ગયો એનું એને ભાને ય ન રહ્યું. એને એમ જ રહેવા દઈ એ બેબાકળી બહાર આવી. હરગોવિંદ પોતાના રૂમમાં કશુંક લખતો બેઠો હતો. એના ઉંબરા પર વગર કારણે પદ્મા આવી ઊભી. વાતાવરણ તંગ થઈ ગયું.

'કેમ?' હરગોવિંદે આશ્ચર્યમાં પૂછ્યું.

'અમસ્તી જ' કહેતી એ બ્હાવરી જેવી પાછી ફરી દીવાનખાનાની બારી આગળ જઈ ઊભી.

એનું શરીર આગઆગ થઈ રહ્યું હતું. એના પરમાણુંઓ અત્યારે કશુંક માગી રહ્યા હતા—કશુંક એવું કે જે મેળવ્યા વગર એની શુધ પાછી આવવાની નહોતી.

બારી આગળથી પદ્મા રસોડામાં ગઈ, ત્યાંથી સોફા ઉપર અને પાછી હરગોવિંદના રૂમના બારણા આગળ. ફિક્કી, ગભરાયેલી, ઉશ્કેરાયેલી તે હરગોવિંદને તાકતી ઊભી.

'પદ્માબહેન!' હરગોવિંદે બૂમ મારી.

પદ્માને ચક્કર આવતાં હોય એમ તે જરા ડોલી. હરગોવિંદે હાથ આપ્યો, એણે પકડી લીધો, વળગી પડી. હરગોવિંદે એને રૂમમાં ખેંચી લીધી.

બહાર દીવાનખાનાનું ઘડિયાળ 'ટક–ટક' કશુંક સૂચક બોલતું રહ્યું, અને ત્યાંની દરેક નિર્જીવ વસ્તુઓમાં ખળભળાટ ફરી વળ્યો. કશુંક બની રહ્યું હોય, અને એ બદલ અહીંની દરેક વસ્તુ વાચા માગતી હોય એવો ગમગીન ભાવ દીવાનખાનાને ચારે ખૂણે ઘૂમી રહ્યો.

મિનિટ પર મિનિટ પસાર થવા લાગી–જાણે કોઈના જીવનના એક મહાબનાવની ઐતિહાસિક પળો ગણાતી હોય. સાડાચારનો ટકોરો થયો !

પવનનું એક ઝાપટું આવ્યું. દીવાનખાનાની બારીનું એક બારણું અવાજ સાથે બંધ થયું. બહારની થોડીક ધૂળ અંદર ધસી આવી. ટેબલ પરથી કાગળિયાંઓ ઊડી ગયાં. પિત્તળના ફ્લાવરવાઝની માટી પરથી માખીઓ ગણગણાટ કરતી ઊડી ગઈ. ગમગીની પરાકાષ્ટાએ પહોંચી.

ત્યાં હરગોવિંદની ઓરડીનું કમાડ ધીમે રહીને અવાજ કર્યા વગર ખૂલ્યું. પહેલાં નાજુક હાથ અને પછી વીખરાયેલા વાળવાળું પદ્માનું લેવાઈ ગયેલું મોઢું બહાર આવ્યું. સાડીનો છેડો કેડે ઘાલતી, ગભરાયેલી પદ્મા પોતાના બેડરૂમમાં દોડી ગઈ. થોડી વાર રહીને હરગોવિંદ પણ માથા પર જેમતેમ હેટ ઘાલતો બહાર ચાલ્યો ગયો.

ફરી પાછું દીવાનખાનું સૂનું પડ્યું. બપોર વહી ગયા, સાંજ પડી. પદ્મા પોતાના રૂમમાંથી રસોડામાં ગઈ. રસોઈ ચડાવી અને બારી આગળ શૂન્યમનસ્ક ઊભી રહી. 'શેર માટીની ભૂખ' સંતોષવા એણે એક પરાક્રમ કર્યું હતું–એની જ સાથે એનું પતન થયું ! જેના વગર મહામૂલાં સ્ત્રીત્વની કંઈ કિંમત નથી–જે ગુમાવ્યા પછી જીવતા રહેવાનો ઉત્સવ અને વ્યક્તિત્વનાં અભિમાન નાશ પામે છે એવી એક અણમૂલ વસ્તુ એણે હાથે કરીને ગુમાવી હતી. એનું મન એની પર અસંખ્ય ફિટકારો વરસાવી રહ્યું હતું.

બારી આગળ ઊભી ઊભી એ ઉછકારે ઉછકારે રડી પડી. 'પ્રભુ મારી એક શેર માટીની ભૂખ પૂરી પાડત, મને ફક્ત એક જ બાળક

આપત તો તો આમાંનું કશું બનત નહિ. હું ખરાબ સ્ત્રી નથી–' હું નથી–નથી ખરાબ સ્ત્રી ! એ–એ......'

'અરે, આ શું ?' પદ્માએ પાછળ ફરી જોયું તો હર્ષદરાય એની બાજુમાં જ ઊભા હતા. પદ્મા આબાદ પકડાઈ ગઈ.

હર્ષદરાયે એને ખભે હાથ મૂકયો. 'હજી કેટલા દિવસ આમ રડ્યા કરશે ? જે વસ્તુનો ઉપાય નથી એનો હરખ–શોક શો કરવો ? ગાંડી!' એમણે પદ્માના ગાલ પર હળવી લપડાક મારી.

દીવાનખાનાના સોફા પર એમણે પદ્માને બહુબહુ મનાવી–પટાવી, પણ એના ચહેરાની ગમગીની ગઈ નહિ, એ કશું ય બોલી નહિ. ફક્ત પેલું એહ્દું ઘડિયાળ હર્ષદરાયના મનામણાને હઠીલી સ્ત્રી માફક એક જ 'ટક, ટક' જવાબ આપી રહ્યું !

દિવસો પસાર થવા લાગ્યા. હરગોવિંદને એક ધર્માદા દવાખાનામાં છ મહિનાની કામચલાઉ નોકરી મળી ગઈ. એણે હર્ષદરાયનું ઘર છોડ્યું.

પદ્મા ફરી પાછી એકલી પડી. હમણાંની એની એકલતા ભયંકર હતી. એને વિચારો ખૂબ સતાવતા. એણે હરગોવિંદના ચરણોમાં પોતાનું પતન સ્વીકાર્યું હતું, એટલા માટે કે જે 'શેર માટીની ભૂખ' હર્ષદરાય સંતોષી ન શકયા તે એ કદાચ પૂરી પાડે. અને એણે એમ પણ માન્યું કે આના પછી બધું સારું થઈ જવાનું.

પણ આમાંનું કશું બન્યું નહિ. એને રહીરહીને ભાન થયું કે જે પ્રાપ્તિ માટે એણે પોતાનું પતન સ્વીકાર્યું હતું એ પુત્રપ્રાપ્તિ એને ન પણ થાય. શકયતા–સંભવ બહુ ઓછો હતો–અને એ સંભવ પર એણે પોતાનું સ્ત્રીત્વ વેચ્યું, હર્ષદરાયને દગો દીધો, પોતાની નજરમાં પોતાને હલકી પડવા દીધી !

પણ ચાર મહિના પસાર થયા ને પદ્માને ખાતરી થઈ કે હવે એનું પરાક્રમ ફળ આપી રહ્યું હતું.

એ ગર્ભવતી બની હતી.

એક પળ એને શાન્તિ મળી. એને હવે દુ:ખ ન હોવું જોઈ એ.

એની પાસે પૈસા હતો, હથેળીમાં રમે એવો પતિ હતો, અને હવે તો ધીમેધીમે 'શેર માટીની ભૂખ' પણ સંતોષાતી હતી; પણ એનું ગુનેગાર મન કેમે કરી માનતું નહિ.

પાંચ મહિને એનું પેટ દેખાયું. હર્ષદરાયે એ જોયું. એક રાતના એમણે સંકોચાતાં પૂછ્યું, 'પદ્મા, આ શું છે–બધું' એમણે પેટ તરફ સૂચક નજર નાખી અને પછી હસી પડ્યા.

પદ્મા નીચું જોઈ રહી. એની આંખમાંથી આંસુ વહી ગયાં. 'પ્રભુએ તારી ઇચ્છા પૂરી પાડી. હવે તે રડવાનું હોય? ગાંડી ક્યાંની!' અને એમણે પદ્માના વાંસા પર હેતથી હાથ ફેરવ્યો ત્યારે એના શરીરમાં કોઇ અસહ્ય દર્દની કંપારી ફરી વળી.

અને ત્યાર પછી જ્યારે જ્યારે હર્ષદરાય એ બાબતમાં કંઈ પણ સૂચના કરતા ત્યારે પદ્મા ગુનેગારની મનોદશાથી સંકોચાતી મોઢાના ભાવ સંતાડવા ગંભીર થવા પ્રયત્ન કરતી, તો ય કપાળ પરથી વેદનાની કરચલીઓ જતી નહિ. એ ગભરાતાંગભરાતાં હર્ષદરાયના ચહેરાનો ભાવ જોતી કે એમના શબ્દોમાં કેટલો વ્યંગ હતો? પણ દરેક પ્રસંગે એમનો ઉત્સાહ નિર્મળ અને નિખાલસ જ એને દેખાતો.

પદ્મા એટલું જ ઇચ્છતી કે હર્ષદરાયમાં લગીરે પાપ હત! તો એ પદ્મામાં શંકા લાવી બેચાર કડવા શબ્દો કહેત–એને મારપીટ કરત તો એને કેટલું બધું આશ્વાસન મળત! પણ આ નિખાલસ પતિ એના હેતથી પદ્માનો, ગર્ભવતી હોવાનો આનંદ નિર્દય રીતે હણી રહ્યો હતો.

એમ જ સાત, આઠ અને નવ મહિનાઓ પસાર થઈ ગયા. પદ્માનું પરાક્રમ હવે પૂર્ણ પક્વતાએ પહોંચી રહ્યું હતું. એ ઘડીઓ અને દિવસો ગણી રહી.

પદ્માએ વિચાર્યું કે થોડા જ દિવસોમાં હવે હર્ષદરાયની મિલકતનો વારસ જન્મશે. એ બન્નેના લોહીનું ટીપું! એમની જ માટીનું પૂતળું! અને ગામેગામ એના ખબરો જશે–ઉજાણીઓ થશે!

જ્યારે પદ્મા જ એક જાણતી હતી કે એ માટીનું પૂતળું એક મોટી દગાઈ હતી–એના આનંદનું સત્યાનાશ નોતરતો એ એક અમંગળ પ્રસંગ

હતો. એ હર્ષદરાયની માટી નહોતી, એ એક પાપ હતું; જે કોઈક દહાડો ફૂટી જવા વિકસી રહ્યું હતું. એ કદાચ કોઈ એવી ઘડીએ ફૂટશે કે જ્યારે પ્રાયશ્ચિત્ત કરવાનો ય અવકાશ નહિ મળે.

આ ભાર એનાથી કેમે કરીને સહ્યો જાય તેમ નહોતો. એણે નિશ્ચય કર્યો કે બેધડક એકરાર કરવો!

એ નિશ્ચયને એટલો જ અડગ રાખવા પદ્મા એના નિર્જીવ દીવાનખાનામાં આંખો મચીને પડી રહી. પેલું ઘડિયાળ એની હમેશની આદત પ્રમાણે બેહૂદું 'ટક–ટક' કરી એને પજવી રહ્યું. પદ્મા હર્ષદરાયના આવવાની ઘડીઓ ગણવા લાગી.

દરવાજા પર ટકોરા થયા અને પદ્મા ચોંકી ગઈ. એ ઊઠે તે પહેલાં એના હૈયાએ દોડાદોડ કરી મૂકી. એનો નિશ્ચય ડગુમગુ થઈ રહ્યો.

એણે દરવાજો ખોલ્યો. હર્ષદરાય અંદર આવી સોફા પર બેસી ગયા. 'આજે શરીરે જરા ઠીક નથી' કહેતાં સૂઈ ગયા. 'તું તારે જમી લે.'

'કેમ શું થયું છે?' જાણે પોતાને જ પૂછતી હોય એમ પદ્માએ ધીમે સાદે પૂછ્યું.

'અમસ્તું જ–જરા તાવ આવી ગયો છે અને છાતીમાં દુઃખે છે.'

'મારે જમવું નથી–તમારું માથું દાબી આપું?'

'જાને હવે, ડાહી થતી! ભાવે તેટલું જમી લે.'

પદ્મા રડતાંરડતાં જમવા બેઠી. જમીને હર્ષદરાયની બાજુમાં સંકોચાઈને બેઠી. 'અરર! કેટલો બધો તાવ છે તમને!'

અને આ વહાલસોયા પતિ તરફ જબ્બર ઉમળકો આવ્યો, પણ એટલા જ ઉમળકાભેર ગોત્યા શબ્દો જડ્યા નહિ. એ એટલું જ બોલી શકી: 'ડૉક્ટરને બોલાવું?'

'ના રે! મને કશું–કંઈ નથી. કાલે તાવ ઊતરી જશે!'

પણ બીજે દિવસ હર્ષદરાયનો તાવ વધ્યો. છાતીમાં સખત દુ:ખવા લાગ્યું. અને ઉધરસે દેખાવ દીધો. પદ્માએ ટેલિફોન કરી હરગોવિંદને બોલાવ્યો.

'એમને ન્યુમોનીઆની અસર છે.' એણે કહ્યું.

'હેં!'

'હા – બન્ને બાજુ.' કંઈક વિચાર કરી એણે કહ્યું: 'જુઓ પદ્માબહેન, આવતી કાલે મારી હોસ્પિટલની ટર્મ પૂરી થાય છે, પણ હું ગમે તેમ કરીને આજે સાંજના જ આવી જઈશ. હમણાં તો દવા મોકલી આપું છું. એમને કોઈ પણ હિસાબે પથારી પરથી ઊઠવા દેશો નહિ!'

હરગોવિંદની ગેરહાજરીમાં પદ્મા હર્ષદરાયની સારવાર કરવા લાગી. જ્યારે જ્યારે એમનાથી દૂર જવાની એને તક મળતી ત્યારે મન હળવું કરવા એ થોડુંક રડી લેતી.

પદ્માને લાગ્યું કે પડછાયાની જેમ એનું પાપ એની પાછળ ફરી રહ્યું હતું. 'મારા જ પાપના ભોગે એ બીમાર પડ્યા છે' એવું વારંવાર એના મનમાં એ બોલ્યા કરતી.

'પદ્મા!' હર્ષદરાયે એને પાસે બોલાવી.

'કેમ?'

'તું આખો દહાડો કેમ રડ્યા કરે છે?'

'ના, ના–હું હવે નથી રડતી!'

'જૂઠું બોલે છે? હું કંઈ આંધળો નથી! મને કહે તો ખરી કે તને શું દુ:ખ છે; હવે, જ્યારે પ્રભુએ બધાં સારાં વાનાં કર્યાં છે?'

પદ્માએ એક જબ્બર પ્રયત્ન કરી આંસુ રોક્યાં. એણે હર્ષદરાયના કપાળે હાથ ફેરવ્યો 'તમે સારા થઈ જાઓને,' એણે બનાવટી લાડ કરતાં કહ્યું 'પછી કહીશ' પણ એનાથી હવે ઘડીભર આંસુ રોકાય તેમ નહોતું. 'હું આ આવી' કહેતી એ બાથરૂમમાં દોડી ગઈ અને ત્યાં મન ભરીને રડી લીધું!

પાછી આવી ત્યારે હર્ષદરાયે એનો હાથ પકડી બાજુમાં ખેંચી લીધી. "ક્યાં ગઈ હતી? રડવા. નહિ? ખરું કહેજે !'

પદ્મા ચુપ રહી. હર્ષદરાયે એના ગાલ પર હાથ ફેરવતાં ગળગળા થઈ જઈ કહ્યું: 'હું મારું સર્વસ્વ આપું, જો તું એક વખત પહેલાંના જેવું હસે–પેલું પરણ્યાની પહેલી રાતે હસી હતી તેવું !'

પદ્માએ હસવાનો પ્રયત્ન કર્યો. પણ એનું જૂઠાણું અને બેડોળતા ઉપર તરી આવ્યાં. એ રોકી રોકાઈ નહિ. એ હર્ષદરાયની છાતીમાં માથું મૂકી બેફાટ રુદનમાં તૂટી પડી. એની આખી સૂરીલી કાયા કંપી ઊઠી, જાણે એ રુદન એના અંગેઅંગમાંથી ફૂટી નીકળવા મથતું હોય !

એ જ વખતે હરગોવિંદે પ્રવેશ કર્યો અને આશ્ચર્યમાં થંભી ગયો. પદ્મા દૂર ખસી ગઈ. પણ ઘડીભર વિચારશૂન્ય હરગોવિંદ તરફ જોતી રસોડામાં જતી રહી.

ચાર દિવસ પસાર થઈ ગયા અને હર્ષદરાયની માંદગી વધતી ચાલી. દિવસભર હરગોવિંદ એમની બાજુમાં બેસી રહેતો–દવા પાતો, ઇન્જેકશન આપતો, શેક કરતો. આખી રાત પદ્મા જાગતી.

પાંચમે દિવસે એમનું હૃદય નબળું પડતું લાગ્યું. હોઠ, નાકની દાંડી અને આંગળીઓના નખ કાળા પડી જતા જણાયા. હરગોવિંદ ગભરાયો. એણે ન છૂટકે પદ્મા આગળ એમની માંદગીની ગંભીરતા જાહેર કરવાનો નિશ્ચય કર્યો. એણે પદ્માને શોધવા માંડી 'પદ્માબહેન !'

એણે રસોડામાં જઈને જોયું તો પદ્મા એક સાદડી પર પડી હતી. એનું મોઢું પેટના દર્દથી ચીમળાઈ ગયું હતું. એ તરત જ પામી ગયો કે પદ્મા બાળકને જન્મ આપવાની તૈયારીમાં હતી! એની મુસીબતનો હવે પાર નહોતો !

'પદ્માબહેન......તમને......'

'હા, હરગોવિંદભાઈ' એણે પાસું બદલતાં કહ્યું. 'આ–આ બધું શું થવા બેઠું છે? મારાં દુઃખોનો અંત આવશે કે નહિ કોઈ દહાડો ?' એણે જોરથી રડી દીધું.

'આના કરતાં તો મોત ભલું !'

'ગાંડાં ન બનો, પદ્માબહેન. આ પ્રસંગ રડવાનો નથી !'

'રડવાનો નથી !' એણે બેઠાં થઈ જઈ હરગોવિંદ સામે ડોળા કાઢ્યા. પણ એનામાં તાકાત નહોતી. એ પાછી સૂઈ ગઈ. 'હું અભાગણીના નસીબે આંસુ સિવાય બીજું શું છે ? કહો જોઉં ?'

'વખત નહિ ગુમાવો' હરગોવિંદે કહ્યું.

'ચાલો, હું તમને હૉસ્પિટલમાં મૂકી આવું.

'પણ એમને કેમ છે ?'

'એમને સારું થઈ જશે !'

પદ્મા હૉસ્પિટલમાં પહોંચી. પણ ત્યારથી એની શુદ્ધ મૂંઝાઈ ગઈ. આટલાં વરસોની યાતના પછી આ પ્રસંગનો સામનો કરવાની એનામાં શક્તિ અને હિંમત ન રહ્યાં. એણે નમતું આપ્યું. હૉસ્પિટલના ઓર્ડની સીલીંગ તરફ મૂઢની જેમ એ એક નજર જોતી પડી રહી.

રાત્રિનાં અંધારાં ઢળી પડ્યાં, મધરાત થઈ. ગરમી સખત પડતી હતી, ઝાડનું પાંદડું ય હાલતું નહોતું, ધરતીના કપાળ સમા આકાશ પર તારકોનાં પ્રસ્વેદબિન્દુ જામ્યાં હતાં. મધરાતનું જગત, અકળામણથી શાન્ત, પડ્યું પડ્યું હાંફી રહ્યું હતું. હૉસ્પિટલમાં એવી જ દર્દભરી શાન્તિ પ્રસરી રહી હતી. સાતમનો ચંદ્ર મધરાત પછી અસ્ત પામ્યો ત્યારે હૉસ્પિટલમાં એક નવા પ્રાણનો જન્મ થયો. એ બાળકે શ્વાસ ખેંચી દુનિયાનો પહેલો અનુભવ લીધો અને એ રડી ઊઠ્યું.

બરોબર એ જ વખતે એક જૂનો થઈ ગયેલો પ્રાણ એના છેલ્લા શ્વાસ ખેંચી રહ્યો હતો !

સવાર પડી. પદ્માએ હરગોવિંદના આવવાની રાહ જોવી શરૂ કરી. આઠ, નવ, દસ એ આવ્યો નહિ. બાર થયા તોય એ ન આવ્યો. પદ્મા એમ જ આંખ મીંચ્યા વગર સીલીંગ તરફ જોતી પડી રહી. એને કશા વિચારો નહોતા આવતા. એની આંખોનું નૂર ઊડી ગયું હતું. એના

ચહેરા પરથી સૌ કોમળ ભાવો જતા રહ્યા હતા.—જાણે એક મીણનું પૂતળું પડ્યું ન હોય !

છેક સાંજના હરગોવિંદ આવ્યો. થાક અને ઉજાગરાથી એનો ચહેરો પડી ગયો હતો. પદ્માએ એક પ્રશ્નાર્થ નજર એની તરફ ફેંકી. એ મૂંઝાયો—અને મૂંઝવણમાં દિશાશૂન્ય ફાટી આંખે એણે પદ્મા તરફ જોયું. પદ્માએ નજર ફેરવી પાછું સીલીંગ તરફ જોવું શરુ કર્યું.

હરગોવિંદ પદ્માને કશુંક કહેવા આવ્યો હતો—કશુંક બહુ જ અમંગળ ! પણ એ કહેવાની એનામાં હિંમત નહોતી. હોસ્પિટલની ખુરશીમાં એનો આખો દેહ બેસુમાર અસ્વસ્થતા અનુભવી રહ્યો હતો. એ કેમે કરીને પોતાના ભાવ છુપાવી શકતો નહોતો.

એ વાત પદ્મા પાસે કેમ કરવી એ જ એને સૂઝ્યું નહિ. એણે ફેરવી ફેરવીને ઘણાં વાક્યો ગોઠવ્યાં. ચહેરાના ભાવો બદલવા પ્રયત્ન કર્યો, પણ એમ કરવા જતાં એની અસ્વસ્થ કાયરતા જ માત્ર ઉઘાડી પડતી હતી અને એમ પંદર મિનિટ વહી ગઈ તો ય એની જીભ ખૂલી નહિ.

પદ્મા ચુપ હતી. એ ચુપકી હરગોવિંદ માટે અસહ્ય હતી. એને શરીરે કંપ ફરી વળ્યો. 'ગમે તેમ થાય, મારે મોંઢે આ વાત હું એમને નહિ જ કહું' હરગોવિંદ નિશ્ચય કરીને ઊઠ્યો. હેટ પહેરતો દરવાજા આગળ પહોંચ્યો ત્યાં પદ્માએ એને રોક્યો 'હરગોવિંદભાઈ!'

હરગોવિંદ ત્યાં જ ઊભો રહી ગયો. હવે પદ્માને મોઢું બતાવવાની ય એનામાં તાકાત ન રહી. એને ખાતરી થઈ ગઈ કે જે વાત એ કરવા માગતો હતો. એ જ વાત પદ્મા પૂછવાની હતી. એનાં ગાત્ર ગળી ગયાં.

'એમને કેમ છે હવે ?'

પદ્માએ પૂછ્યું ત્યારે હરગોવિંદની આંખ આગળ લાલ-લીલા અંધારાનાં વર્તુળ ફરી વળ્યાં. એણે મહામહેનતે લાગણીઓ ધકેલી. નિર્દય મને નિષ્ઠુર રીતે પેલી વાત કહી દેવા એણે પદ્મા તરફ મોઢું ફેરવ્યું.

'હરગોવિંદભાઈ, આમ કેમ ? એમને કશુંક થયું છે ?'

હરગોવિંદે ખુરશી પર બેસતાં ડોકું ધુણાવી હા કહી. પદ્મા બેઠી થઈ ગઈ. એની આંખો ફાટી ગઈ, હાથની મૂઠીઓ વળાઈ ગઈ.

'શું?'

'હા–' હરગોવિંદ માંડમાંડ બોલી શક્યો. 'ગઈ કાલે–મધરાત પછી!

પદ્મા પથારી પર પડી ગઈ. એના છૂટા બાલો તકિયા પર છિન્નભિન્ન છવાઈ ગયા. આંખો અને હોઠ દબાવી એણે ચહેરાને વળ દીધો. તો ય એક મોટું ડૂસકું જોર કરી બહાર નીકળી ગયું. બીજું ડૂસકું દબાવવા જતાં એ અંદર ઊતરી ગયું. આંખો અરધી ખૂલી ગઈ. પદ્મા પાછી અર્થહીન નજરે સીલીંગ તરફ જોઈ રહી. એના હાથ, પગ અને હોઠ તો યે ધ્રૂજી રહ્યા હતા.

હરગોવિંદે કહ્યું: 'મેં મોટા કાકાને તાર કર્યો છે. બનતાં સુધી આજે સાંજ સુધીમાં જ આવી પહોંચશે.' હરગોવિંદે નીચું જોયું 'અને' એણે ખુરશીના હાથા જોરથી દબાવીને પકડ્યા. 'આવતી પહેલી તારીખના મારી બહારગામની નોકરી નક્કી થઈ ગઈ છે એટલે–એટલે કદાચ,' એણે મહામહેનતે વાક્ય પૂરું કર્યું. 'એ દિવસ રહી મારે પણ મુંબઈ છોડવું પડે–પણ મોટા કાકા આવશે ત્યાં સુધી ગમે તેમ કરીને રોકાઈશ.'

આટલું કહી પોતાની ફરજ પૂરી થઈ હોય એવું સમજતો હરગોવિંદ ઊઠ્યો. 'હું જાઉં છું' કહેતાં બહાર નીકળી ગયો. અને જાહેર રસ્તા પર એક મોટરકાર બ્રેકનો અવાજ કરતી એનાથી થોડે જ દૂર ઊભી રહી ગઈ ત્યારે જ એને ભાન થયું કે એ ખરેખર પદ્માની હાજરીમાંથી છૂટી જવા પામ્યો હતો.

હૉસ્પિટલના ઘડિયાળમાં છના ટકોરા થયા. પદ્માએ સીલીંગ તરફથી નજર ફેરવી ઘડિયાળ તરફ જોયું અને એના મગજમાં એના દીવાનખાનામાંના ઘડિયાળના 'ટક–ટક' વાગી રહ્યા. એને હર્ષદરાયના શબ્દો યાદ આવ્યા: 'એક વખત પહેલાંના જેવું ન હસે? પેલું, પરણ્યાની પહેલી રાતે હસી હતી તેવું?' પદ્માની આંખ મીંચાઈ ગઈ અને એના કંપતા હોઠો પરથી એક નાનકડું, મસ્તીખોર હાસ્ય રમત કરતું ઊડી ગયું.

પદ્માને એના વૈધવ્યના પહેલાજ દિવસે પરણ્યાની પહેલી રાતનું રંગીલું સ્વપ્નું આવ્યું—શાન્ત, કોમળ અને આશાભર્યું! પણ નર્સે આવીને એને જગાડી દીધી, એનું બાળક હળવેથી એની બાજુમાં મેલી, ધવડાવવાનું કહી જતી રહી.

પદ્મા ઘડીભર એને જોઈ રહી. પ્રભાતના પહેલા કિરણ જેવું આશાભર્યું ગુલાબની ખીલતી કળી જેવું કોમળ—એ તો આંખ ઉઘાડતાં ય હજી ડરતું હતું.

પદ્માએ એને છાતીએ મેલ્યું ને એ સફાળી ચોંકી ઊઠી. એની છાતીમાંથી થઈને હજારો વેદનાઓના દંશ તેના શરીરે ફરી વળ્યા. એણે બાળકને છાતીએથી છીનવી દૂર ધકેલી દીધું. અને રડતાંરડતાં બોલી ઊઠીઃ

'હટ, પારકી માટી!'



# એક મહાન મૈત્રી

રમા–ગૌરીશંકર મિત્રો હતાં.

અને મિત્રો હોઈ સાથે ફરવા જતાં, 'કોરનેલીઆ'માં ઑમલેટ ખાવા અને બીર પીવા જતાં, સિનેમામાં જતાં, રેસકોર્સમાં જતાં અને એક વખત તો ધારાપુરી ય જઈ આવ્યાં હતાં.

આવી મૈત્રી કંઈ જેવી તેવી ન કહેવાય!

રમા નર્સ હતી. અને એટલા માટે તો ગૌરીશંકર 'બધી નર્સો કંઈ ખરાબ ચાલની હોતી નથી' એવું કહેવાનો અવસર ગુમાવતા નહિ. અમુક ચાલ ખરાબ છે એમ કહેવું જેટલું સહેલું છે તેટલું જ અમુક ચાલ સારી છે એમ કહેવું અઘરું છે. છતાં પણ 'રમા સારી છે' એમ કહેતાં ન તો એમને મૂંઝવણ થતી, ન સંકોચ થતો. એ તો એમની માન્યતામાં દૃઢ હતા.

પણ કોઈ મણીની–એમની પત્નીની વાત કરે તો એમને બિચારાને અપાર મૂંઝવણ થતી. 'બિચારી હમણાં જ દેશમાંથી આવી છે.' એવો ટૂંકો જવાબ આપી, ખાડામાં પગ સપડાતાં માણસ લથડી પડે એમ બીજા વિષય પર લથડી પડતા.

અને એ બીજો વિષય ઘણે ભાગે રમાનો જ હોય. રમા જોડે એમને સારું બનતું એ વાતની આખા ગામને ખબર હતી એટલું જ નહિ પણ એટલા પૂરતી લોકો એમની અદેખાઈ કરતા એમ એમણે માની લીધું હતું. અને ગૌરીશંકર પોતાની માન્યતાઓ પર હમેશ દૃઢ રહેતા! નર્સ જેવું પ્રાણી કંઈ દરેક પ્રેમજીભાઈ, માવજીભાઈનું દોસ્ત હોઈ ન શકે એની એમને સારી રીતે ખબર હતી. એવી દોસ્તી બાંધી પોતે ધન્ય ધન્ય બન્યા હતા.

'અરે તમને ખબર નથી, એને કેટલું કામ રહે છે હૉસ્પિટલમાં!' ગૌરીશંકર ઘણી વખત કહેતા 'તો ય બનતા સુધી દરેક સાંજે મને મળ્યા વગર એ રહેતી નથી. હાસ્તો. દોસ્તી શી ચીજ છે?'

એવી એવી ઘણી વાતો ગૌરીશંકર એમના ઓળખીતા અને મિત્રો પાસે કરતા અને આ સુધારક અને બળવાખોર ‘રમા–ગૌરી-શંકર–મૈત્રી’ની જેને ખબર ન હતી તેને આડકતરી રીતે ખબર કરતા. મૈત્રી કરતાં એ મૈત્રીની અદેખાઈની કલ્પનામાં એમને વધારે આનંદ આવતો. પોતાની નિર્દોષતા પુરવાર કરવા એમણે ઘણી વખત ઘણા પાસે કહ્યું હતું: ‘જેમ મને પુરુષ મિત્રો હોય એમાં કંઈ ખોટું નથી તેમ સ્ત્રી મિત્ર હોય એમાં શું ખોટું? હું કહું છું કે આપણા વિચારોમાં અપાર સડો પેસી ગયો છે.’

એક વખત રમાએ સુંદર સાડી પહેરી હતી.

‘આ સાડીમાં બહુ સુંદર દેખાઓ છો રમાબહેન’–(ગૌરીશંકર રમાને હમેશ બહેન કહી સંબોધતા) એમ ગૌરીશંકરે કહ્યું ત્યારે રમાએ જમણા ખભાને ઊંચો કરી, અદાથી માથું આડું અને ઊંચું રાખી નયનો ઢાળી દીધાં અને બહુ વિચાર કરી મુદ્દો શોધી કાઢ્યો હોય એમ બોલી:

‘સૌંદર્યને ઓપ ચઢાવવાની ય એક કળા છે.’

રમાની એ નઝાકત ગૌરીશંકરને ખૂબ ગમતી. ખરું પૂછો તો એનામાં જે કંઈ અને જેટલું બધું હતું એ સહુ એમને ગમ્યા વગર રહેતું નહિ.

આ વખતે તો એ નઝાકત કરતાં પેલા સૌંદર્યના ઓપની વાત એમને ખૂબ ગમી ગઈ. એમાં રમાની અમાપ બુદ્ધિ અને અપાર કલાકૌશલ્ય દેખાયાં. એ વાક્ય એમને સત્ય દર્શન જેવું પ્રેરણાત્મક અને આરામજનક લાગ્યું.–આરામજનક એટલા માટે કે એ સત્યના ચોકઠામાં એમણે એમની પત્નીને પરાણે બેસાડી દીધી. આટલા બધા દિવસ ગૌરીશંકર મૂંઝવણમાં પડ્યા હતા કે મણી–એમની પત્ની સુંદર હતી તો ય શા માટે એમને ગમતી નહિ? જો કે નો’તી ગમતી એ વાત નિર્વિવાદ હતી! આજે એમને કારણ મળી ગયું કે ‘મણીને સૌંદર્યનો ઓપ ચઢાવતાં નો’તું આવડતું.’

અને મણી ખરેખર સુંદર હતી. પણ રસ્તે હાલતાં ને ચાલતાં જે જાતનું સૌંદર્ય સામું મળે છે એના કરતાં એનું સૌંદર્ય તદ્દન જુદું જ

હતું. હૃદયના ભાવો બદલાતા ત્યારે સ્વયંભૂ એના ગાલો પર લાલી ચઢી આવતી—અને એનાં મોટાં અને ચકોર નયનો દેખાવ કરવાના ઈરાદા વગર નૃત્ય કરતાં. ગમે તેવાં કપડાંય એને ધન્ય બનીને ચોંટી રહેતાં. કોઈ કોઈ વખત એની પાડોશણ એને પૂછતી: 'મણીબહેન, આ સાડી તમે ક્યાંથી લીધી? મારે પણ એવી જ ખરીદવી છે.' જાણે સાડી સાથે દેહનાં સૌંદર્ય પણ વેચાતાં મળતાં હશે!

સાંજ પડે—હજી તો આકાશ રંગો ધરવાની શરુઆત કરે તે પહેલાં મણીના ઘરની બારી નીચે રસ્તા પર અને દુકાનોમાં ટપટપ વીજળીની બત્તીઓ થઈ જાય. આવા ધાંધલિયા પ્રકાશને પણ ભેદી મણીની આંખો સામેના માળાઓ ઉપરથી આકાશની નભમંડિત લાલિમા જોઈ લેતી. એ વખતે એને કેવા વિચારો આવતા હશે એ તો એ જાણે! પણ ત્યાં ઊભીઊભી ઘણે ભાગે એ ઝીણે અવાજે ગાતી.

મણીની બાજુની ઓરડીમાં જ એક કોલેજીઅન રહેતો. એ દહાડો અને રાત વાંચ્યા જ કરતો. એને ચીડવવા મણી ઘણી વખત કહેતી: 'એ તો મોટા ચશ્માામાંથી ગાળીને વાંચે છે કે જેથી ભેજામાં ભૂસું પેસી ન જાય.'

એક વખત મણી એની ઓરડીના કમાડને ગાલ અડકાડી ઊભી હતી. 'મધુકરભાઈ, તમે આખો જન્મારો વાંચ્યા જ કરશો કે પરણશો કોઈ દહાડો?'

'કોણ, હું? હું પરણવાનો જ નથી ને? હું તો આપણી લગ્નસંસ્થાની તદ્દન વિરુદ્ધ છું.'

'હાય! હાય!' મણીએ હસતાંહસતાં કહ્યું. 'આખું ગામ તમારી જેમ વિચારે તો માણસોને છોકરાં ક્યાંથી થાય?'

'એમાં તમે ન સમજો મણીભાભી! તમે તમારું કામ કરો. હું મારું કરું! તમે તો ગામડિયણ છો, ગામડિયણ. સમજ્યાં?'

'હા ભાઈ, હા. હું ગામડિયણ તો છું જ.'

પોતે 'ગામડિયણ', 'જંગલી' નથી એમ મનાવવાનો એણે કોઈ દહાડો પ્રયત્ન નહોતો કર્યો. એ જંગલી હતી કારણ કે ગૌરીશંકર એમ કહેતો.

તોય એમણે એને સુધારવાના પ્રયત્નો કર્યા હતા. પણ એ સુધરી નહિ. સિનેમામાં એને ઝોકાં આવતાં, નાટકમાં બંદૂકોના અવાજ સાંભળી એ ગભરાતી. ગૌરીશંકરે ગ્રામોફોન 'વસાવ્યું' ત્યારે મણીને એક જ રેકર્ડ ગમી—પેલી 'મેંદી તે વાવી માળવે' અને ગૌરીશંકરને એ ગમી નહીં. એમને તો 'અય હકીમો જાવ દુનિયામાં દવા મારી નથી' વાળી રેકર્ડ ગમી કારણ કે એમાં સંગીતની 'ખૂબી' હતી.

એક વખત 'વાજું વગાડતાં' મણીના હાથથી સાઉન્ડ બોક્સને ધક્કો લાગી ગયો અને રેકર્ડ પર લીસોટો પડ્યો. જો કે ગૌરીશંકર કંઈ બોલ્યા નહી તોય મણીએ જાણી લીધું કે એ ગુસ્સે થયા હતા. એ અવાક બની ગ્રામોફોન પર નખ કોતરતી એમની તરફ એકી નજરે જોઈ રહી.

(આમ જંગલી રીતે જોવું ગૌરીશંકરને જરાય પસંદ નહોતું.) થોડીવાર રહી એમણે કહી દીધું:

'આજથી તારે વાજું વગાડવું નહિ.'

બીજી વખત ગૌરીશંકર એને મામાને ઘેર લઈ જતા હતા. મોટો રસ્તો ઓળંગતાં મણી ગભરાઈ ગઈ. એક મોટી આંખોવાળી મોટર એની ઉપર આવતાંઆવતાં રહી ગઈ. એક વીકટોરીઆ ગાડી ઝડપથી એની બાજુમાંથી પસાર થઈ ગઈ. શોરબકોર થઈ રહ્યા. અને અધૂરામાં પૂરું ગૌરીશંકરે બૂમ પાડી: 'જંગલી! આંધળી ક્યાંની?'

બસ. ત્યારથી ગૌરીશંકરે બીજો હુકમ બહાર પાડ્યો: 'આજથી મારી જોડે તને ક્યાંય બહાર નહીં લઈ જાઉં.'

એવા તો ઘણા હુકમ બહાર પડ્યા હતા. પણ મણીને કોઈ દહાડો પતિ તરફ ઓછું નહોતું આવ્યું. કારણ એનું માનવું હતું કે એ પોતે ખરેખર જંગલી હતી.

અને દર સાંજે એ એમ બારી આગળ ઊભી રહેતી અને એનું એ જ ગીત ગાતી:—

પોષ માસે પિયુ ક્યારે પામું રે.
  કોની સાથે સંદેશા કહાવું રે.
વહાલો આવે તો વારી હું જાઉં,
  સખી કોઈ કંથને સમજાવે રે.

એક કડી ગાઈ એ જરા થોભતી—વિચાર કરતી, કોણ જાણે શાના ? એ મોટા બેહૂદા માળાઓ પાછળ લાલલાલ આકાશ હતું. અને એ સોનેરી આકાશની બાજુમાં જ એનું ગામડું હતું. ગામડાના આપ્તજનોનો એ વિચાર કરતી હશે ?

ના, ના. એ શા માટે ગામડાને યાદ કરે ? એને શહેરમાં કંઈ દુઃખ નહોતું. ગૌરીશંકર હયાત છે ત્યાંસુધી એને શું દુઃખ હોય ? સહુ એને જંગલી કહેતા. એ ઘૂંટડો પી જતી—એ ઘૂંટડો એને કડવો ય નહિ લાગતો.

એને ઊંડે ઊંડે આશા હતી કે કોક દહાડો એ પણ જંગલી મટી શહેરી થઈ જવાની !

રમાની દોસ્તીમાં ગૌરીશંકરને મણી વધારે ને વધારે જંગલી દેખાઈ. રમા ઊઠતી કે બેસતી—ટેબલ પર કોણીઓ ટેકવી એમની સામું જોઈ રહેતી કે રસ્તે ચાલતાં ચકલી જેવું હસી એમનો હાથ પકડી લેતી. એ સહુ પ્રસંગે એમને એક વિચાર આવ્યા વગર રહેતો નહીં, કે મણી આમાંનું કશું ય કરતી નહિ.

અને જેમ દિવસ ગયા તેમ એમને લાગવા માંડ્યું કે રમાને મણી જોડે સરખાવવું મૂર્ખાઈભર્યું હતું.

છતાં ય એ પરણ્યા ત્યારે મણી એમને ગમતી હતી. એક વખત એક જૂનો મિત્ર મળ્યો. જે જરૂરિયાતથી માણસ દર સવારે ઝાડે ફરવા જાય છે તેમ વાત કરવાની એવી જ જરૂરિયાતથી ગૌરીશંકરે રમાની વાત એની પાસે કરી—અને ઉમેર્યું :

'જુઓને—આ એરીંગ રમાબહેનને નાતાલની ભેટ આપવા ખરીદ્યાં છે. સુંદર છે, નહિ ?'

અને પેલા મિત્રે 'મણીભાભી'ની વાત કાઢી ત્યારે ગૌરીશંકરે કાદવમાં પગ પડ્યા જેવું મોઢું કર્યું, 'એ તો છે જ એવી' એમ કહીને વાત ઊડાવી.

'પણ શરુઆતમાં તો તમે મણીભાભી પાછળ ગાંડા બન્યા હતા ને ?' પેલાએ કહ્યું.

'હશે...એ વખતે હું ય જંગલી હતો. હવે નથી. મનુષ્ય સ્વભાવે જ પ્રગતિશીલ છે.'

ખરી વાત! પણ મણી ક્યાં મનુષ્ય હતી? એ તો જંગલી હતી! એનામાં ક્યાંથી પ્રગતિ સંભવે?

પણ એક દહાડો ન બનવાનું બની ગયું!

મણીને ખબર પડી ગઈ કે ગૌરીશંકર કોઈ એક 'રાંડ નરસ' પાછળ ફરતા હતા.

પોતાનું સ્વમાન ગયું કે પોતાના હક્ક ઝૂંટવાઈ ગયા એટલા માટે નહિ, પણ પોતાનો પતિ ખોટે રસ્તે, વેશ્યાવાડે દોરવાયો હતો એટલા પૂરતું મણીને બહુ દુઃખ થયું. હાય, હાય! એની જવાબદારી વધી પડી! પતિને સુધારવા મથતી કોઈ 'સતી'ના વ્યક્તિત્વમાં એણે પોતાને કલ્પી લીધી. આ ભાર મણી માટે અસહ્ય હતો.

રાતે એણે જેમ તેમ કરીને ગૌરીશંકરને જમાડ્યા—અને કંઈ બોલી નહીં. પણ બાળક જન્મતી વખતે પીડા થાય એમ પેલી વાત બહાર નીકળવા મણીને દુઃખ થઈ રહી હતી. શું કહેવું અને શું કરવું એ એને સૂઝ્યું નહિ.

એણે તો ટપ દઈને કહી દીધું: 'તમે પેલી રાંડ નરસ જોડે કેમ ફર્યા કરો છો? એવું આપણને શોભે નહીં.'

ગૌરીશંકરને મોઢે કોઈએ હજી સુધી આવું કહ્યું નહોતું. જો કે પીઠ પાછળ એવી ઘણી વાતો થાય છે એવી કલ્પનામાં એમણે આનંદ ભોગવ્યો હતો.

પણ મણીએ જ્યારે મોઢે ચડીને આવું કહ્યું ત્યારે એમનું મોઢું પડી ગયું, એવું કે કાપીએ તો ય લોહી ન નીકળે.

અને પછી તો પાડોશીઓ સાંભળે એની દરકાર કર્યા વગર એમણે મણીને ઘણું બધું કહી નાખ્યું—એમના સુધરેલાપણાનું, પેલી અચળ અને અમર 'ગૌરીશંકર–રમા–દોસ્તીનું' અને મણીના જંગલીપણાનું!

અને એ પણ સાફસાફ સાંભળાવી દીધું: 'આજથી તારે મારા ખાનગી જીવનમાં માથું નહિ મારવું.'

પણ મણીએ તો ફરજ સમજીને પતિનો આ એક હુકમ ન ઊઠાવવાનો નિશ્ચય કર્યો. એણે સ્ત્રીજાતિનાં પેલાં ત્રણ હથિયાર વાપર્યાં–રોવું, કકળવું, આજીજી કરવી અને ધમકી આપવી–ધમકી બીજે માળથી પડીને આપઘાત કરવાની !

ગૌરીશંકર તો ય કંઈ સુધર્યા નહીં !

રહીરહીને મણીને એક વિચાર આવ્યો કે એમને સુધારવા એણે પોતે 'જંગલી' મટી જવું જોઈએ, અને એણે પેલી બારી આગળ ઊભા રહી માથું દુઃખી આવ્યું ત્યાં સુધી વિચાર્યાં કર્યું. સોનેરૂપે મઢ્યા પેલા આકાશ તરફ જોવાનો એણે નિશ્ચય કર્યો; કારણ કે એની બાજુમાં જ પોતાનું ગામડું હતું. એણે તો બારી નીચે જ જોયા કર્યું. પલકારો માર્યાં વગર જોતી રહે એવી મૂઢ આંખો જેવી અસંખ્ય વીજળીની બત્તીઓ એણે જોઈ; મોઢે 'ચોખાનો લોટ' લગાડેલી ગામડામાં વાઘરીઓ રાખે એવા કાપેલા બાલવાળી, પુરુષને છાતીનો અરધો ભાગ લગાવી ચાલી આવતી એવી અર્ધનગ્ન સ્ત્રીઓ એણે જોઈ. સામેની ભીંત પર સિનેમાનું એક પોસ્ટર લટકતું હતું. એમાંની સ્ત્રી પર એક પુરુષ પડ્યો હતો અને ગાલે બટકું ભર્યા જેવું કંઈક કરતો હતો.

આ શહેરી જીવન હતું! અને ગૌરીશંકરને સુધારવા એણે આવું જ જીવન જીવવાનું હતું !

પેલાં ચકોર નયનોમાંથી આંસુની ધાર ચાલી રહી. એની બાજુની બારીમાંથી મધુકરે બૂમ પાડી: 'મણીભાભી, ઊભાં છો કે? પેલું રોજ ગાઓ છો એ ગીત ગાઓને?'

મણી કંઈ બોલી નહીં. હવે એ ગીત ગાવા સિવાય બીજું શું બાકી રહ્યું હતું? એની આંસુભરી આંખોએ શહેરનો એ મોટો રસ્તો સર્પની જેમ સળવળતો જોયો અને એણે ગાયું:

'ચઈત્ર ચેત્યાં ઉનાળાના તડકા રે,
મારે હઇયે લાગ્યા છે ભડકા રે,
સખી કોઈ કંથને સમજાવે રે !'

ગાતાંગાતાં હમેશની ટેવ મુજબ ઉપર જોવાઈ ગયું, અને પેલું રંગીલું આકાશ દેખાયું. એણે બન્ને હાથથી મોઢું ઢાંકી રડી દીધું. એની આખી સૂરીલી કાયા થથરી ઊઠી.

*    *    *

રમાએ જ્યારે હઠ લીધી કે 'મારે તો તમારી પત્નીને જોવી છે' ત્યારે ગૌરીશંકરને લાગ્યું કે હવે એમનું આવી બન્યું. અને વળી રમાએ એવી જીદ પકડી કે 'અત્યારે જ ચાલો.' ત્યારે બચવાનો એકે ઉપાય ન રહ્યો.

સોડાવૉટરની બાટલી ફાટ્યા જેવો નિઃશ્વાસ છોડી એમણે કહ્યું: 'ચાલો.'

રસ્તામાં ગૌરીશંકરને બિચારાને વિચારોએ ખૂબ સતાવ્યા. પાડોશીઓની અવિનયી નજર નીચેથી ગુનેગારની અદાથી પસાર થવાના ખ્યાલે એમના જીવને રૂંધી નાખ્યો. મનમાં થયું કે અત્યારે બધા પાડોશીઓ પોતપોતાની ઓરડીમાં કામે લાગ્યા હોય અને મણી મામાને ઘેર ગઈ હોય તો કેવું સારું ?

પણ એમને ખાતરી જ હતી કે 'સોમવતી અમાસ અને શુક્રવાર' સાથે આવવાનાં નથી જ ! એમનું નસીબ જ ઘણું ખરાબ હતું. જુઓને ? રેસમાં ગયા શનિવારે એમની સો ટકા ખાતરીનો ઘોડો પ્લેસમાં પણ ન આવ્યો ! અને પચીસ રૂપિયાનું પાણી થયું !

નસીબની ગડમથલમાં ઘર આવી લાગ્યું. અને બધા નવરા પાડોશીઓએ એમને જોયા પણ ખરા !—અને તાકીતાકીને જોવાનો ખાસ વખત મળ્યો કારણ કે કોઈ દહાડો નહિ, અને તે જ દહાડે એમની ઓરડીનું બારણું અંદરથી વાસેલું હતું !

'ચાલ, ઉઘાડ જલદી' એટલું જેમ તેમ કરીને ગૌરીશંકર બોલ્યા. મણીએ કમાડ ઉઘાડ્યાં પણ એ મણી હતી કે બીજી કોઈ? એના મોઢે શુદ્ધ સ્વદેશી ચોખાનો લોટ ચોપડ્યો હતો અને હોઠ પર ચાંદલો કરવાનો ગુંદીઓ કંકુ લગાડ્યો હતો—એ પણ સ્વદેશી જ ! પોલકાની બાંય ખભા આગળથી કાપી નાખી હતી. એક હાથમાં ઢીંચણ સુધી પહોંચતા લાંબા બાલ પકડ્યા હતા, બીજા હાથમાં મોટી કાતર હતી. અરે ! એ બાલ કાપવાની તૈયારીમાં હતી કે શું ?

એને ગૌરીશંકરે જોઈ, રમાએ જોઈ અને એમની પાછળથી પાડોશીઓએ પણ જોઈ. ઘડીભર બધું શાન્ત હતું. કોઈ વહાલસોયા સ્વજનની અંત ઘડીએ સહુ ભીની આંખે જોઈ રહે તેમ બધા મણીને જોઈ રહ્યા! અને ખરેખર એ 'જંગલી' મણીનું મૃત્યુ જ હતું—શહેરી મણી જન્મી રહી હતી. શહેરી જીવનનાં કલંકરૂપ લાંબા બાલ કપાવા જ બાકી રહ્યા હતા.

મણીની પાડોશણ ગૌરીશંકર અને રમાને ધક્કો મારી એને બાઝી પડી. 'મણીબ્હેન, તમને થયું છે શું?—આ શું કરવા બેઠાં છો?

પણ રમાનું હસવું માયું નહીં. એણે જોરથી હસી દીધું. અને પેટ પકડી હસતીહસતી ટપટપ દાદર ઊતરી ગઈ, કંઈ બોલી ય નહીં!

મણી ઉપરથી ગુસ્સાનું એક જબરું મોજું ફરી વળ્યું. એણે બૂમ પાડી: 'ક્યાં ગઈ એ રાંડ વેશ્યા? એના બાલ પીંખી નાખું તો જ હું ખરી!' પણ ઘડીભરમાં એ મોજું પસાર થઈ ગયું અને મણી શાંત પડી.

પણ એ શાન્તિ ભયાનક હતી—રાખઢાંયા અંગાર જેવી! સ્ત્રી જાતને કપરામાં કપરું એવું નિરાધારતાનું એને ભાન થયું—એ ભાનની સચોટતાએ એનામાં ગુમાન પ્રેર્યું.

રાતે એણે ગૌરીશંકરને જમવાનું ય ન પીરસ્યું. એક શબ્દ ન બોલી. અરે સામું સુદ્ધાં ન જોયું! ફક્ત બારી આગળ બેસી રહી. એની નજર ઝગમગતા રસ્તાઓ અને ઊંચી ઇમારતોને વટાવી કાળા ભમર આકાશમાં ચોંટી ગઈ. દૂર દૂર એ જ આકાશ એના ગામડા પર વહાલભરી રીતે ઊતરી પડતું હતું! એ બેસી જ રહી. રાત વીતી ને અધરાત થઈ ત્યારે એની આંખે આંસુ ઊભરાયાં—ધોધ ચાલ્યો, અટક્યો ય નહીં!

બારી આગળ ઊભી હોય ત્યારે ક્યારે પણ પેલું ગીત ગાવાનું મણી ચૂકતી નહી. આજે પણ એ ગીત ત્યાં જ હતું. મણી નહોતી ગાતી. શ્યામલ આકાશમાં તેજકણોના શણગારથી સુશોભિત નિશાદેવી એ ગીત ગાઈ રહી હતી:

'સખી કોઈ કંથને સમજાવે રે!'

બીજે દિવસ ગૌરીશંકરે મણીને દેશ મોકલી આપી—જાણે ડગલા પરથી ધૂળ ખંખેરી નાખી! તો ય ડગલો સાફ ન થયો. એ તો અંદરથી મેલો હતો.

બળવાખોર વિચાર ધરાવનારને પારાવાર દુઃખ સહન કરવું પડે છે એવું કહી મનને મનાવવાનો એમણે બહુ પ્રયત્ન કર્યો. પણ કંઈ વળ્યું નહીં. એમનું દુઃખ તો વધતું જ ચાલ્યું.

શનિવારે રમા એમને રેસકોર્સ પર મળવાની હતી. વુલન સુટ પહેરી ગૌરીશંકર નીકળી પડ્યા. ત્યાં તો ખુલ્લા મેદાનમાં મોટી છત્રીઓવાળા ટેબલ નીચે રમાને એમણે બીજા કોઈ પુરુષ જોડે હસતાં-હસતાં ચાહ પીતી જોઈ. એને આવું મીઠું હસતાં એમણે કોઈ દહાડો નહોતી જોઈ. એમને એકદમ વિચાર આવ્યો કે એ પુરુષ એમના કરતાં વધારે—બહુ વધારે 'સ્માર્ટ' દેખાતો હતો.

રમા એમને મળી ખરી પણ એ મિનિટ માટે જ. દિલગીરી જાહેર કરી બીજા કોઈક વખતે મળવાનું કહ્યું.

'પણ ક્યારે?' ગૌરીશંકરે અધીરા થઈ પૂછ્યું.

'તેનું અત્યારે શું છે? તમે હમણાં જાઓને! હું વધારે વાર રોકાઈશ તો પેલા ડૉકટરને માઠું લાગશે.'

જવાબ સાંભળવાનો વિનય બતાવ્યા વગર રમા પાછી ફરી. અને પેલા ડૉકટરને ખભે જે રીતે હાથ રાખીને બેઠી તે જોતાં ગૌરીશંકરનું કાળજું કપાઈ ગયું.

ગૌરીશંકરને ચેન પડ્યું નહિ એટલે વરલીના દરિયાકિનારે ફરવા ચાલ્યા ગયા. અંધારું થયું ત્યાં સુધી બેસી રહ્યા. ઊઠતાંઊઠતાં, થોડેક દૂર, એમણે બે વ્યક્તિઓને બાથ ભીડી બેઠેલી જોઈ. એમાંની એક વ્યક્તિ રમા હતી.

હાય હાય! એમનું હૃદય તૂટી પડ્યું!

અને એમ જ ઘાયલ જિગરે બે દિવસ ખેંચી કાઢ્યા.

ગૌરીશંકર વિચાર કરવા લાગ્યા કે એમને આટલું બધું દુઃખ કેમ થતું હતું? રમા તો એમની મિત્ર હતી.—મિત્ર અને બીજું કશું ય નહીં! પેલો ડૉક્ટર રમા જોડે જેમ કરતો હતો તેમ કરવાનો એમનો જરા ય ઇરાદો ન હતો—કે હતો? હોય કદાચ! રમાના સહવાસમાં આવું કરવાની ઘણી ઘણી તકો આવી હતી; રમાએ જાણી જોઈને ઊભી કરી હતી. પણ એમણે તો નીચું માથું કરી ધ્રૂજતે હાથે અને થડકતે હૈયે એ બધી તકો ભોગવ્યા વગર જવા દીધી હતી અને હવે પાછી આવવાની નહોતી! એટલા પૂરતું એમને બહુ દુઃખ થતું હતું.

દર્દેજિગર તો ય થડકતું રહ્યું, અને બીજા બે દિવસ પસાર થઈ ગયા.

ગૌરીશંકર લડાઈ લડીલડીને થાકી ગયા—હારી ગયા કહીએ તો ય ચાલે. એમનું મન એમનું દુશ્મન હતું. એ મનને મનાવવા મારામારી કરતા કે રમા અને એની વચ્ચે નિર્દોષ મૈત્રી સિવાય બીજો કોઈ સંબંધ ન હતો. જક્કી મન માનતું નહીં. ગૌરીશંકર આજીજી કરતા: 'હશે. તું કહે તેમ. પણ હવે તો ડહાપણ સમજીને એમ માની લે?'

મન તો ય કહેતું 'ઊંહ!'

કોઈએ એમની દંભભરી માન્યતાઓનાં કપડાં ઉતારી લીધાં અને એની નીચે ઢંકાઈ રહેલી વાસ્તવિકતા નિર્લજ્જ રીતે બેડોળ હતી!

પોતાના જ મનની હાજરીમાં આમ પરાણે નગ્ન થઈ જવું અને તે આ ઉંમરે? એ કેટલું દુઃખદાયી હશે તે ગૌરીશંકર જ જાણે!

ચોપાટીના દરિયાકિનારે બેઠાબેઠા ગૌરીશંકરે આખર હાર કબૂલી અને એ પણ નફ્ફટ થઈને કબૂલ્યું કે રમા હાથથી ગઈ! એટલા માટે કે એને જોઈતું હતું એવું પુરુષત્વ એ આપી શકયા નહિ. રમા જેવી સસ્તી (રમાને સસ્તી કબૂલતાં એમની કલ્પનાને સખત આઘાત પહોંચ્યો) સ્ત્રીને પણ એમનું પુરુષત્વ હલકું ભાસ્યું!

એ તુચ્છતાનું ભાન થયું ત્યારે એમની નજર સામે વિલસતા મહાસાગરમાં વિલીન થઈ ગઈ. આકાશની સુરમ્ય લાલી ધીમેધીમે સાગરના ઉદરમાં સમાઈ જતી હતી.

એમના બાલ સાથે રમી જતી લહરીઓએ એમને શાન્ત કર્યા. અને વિચારો અટક્યા—ના, આગળ વધ્યા. પણ એકબીજા સાથે અથડાવા કરતાં એક જ ગતિએ હારોહાર ચાલવા લાગ્યા ત્યારે એમાંથી એક મધુર સ્વપ્નું જન્મ્યું.

એમને કોઈ એક એવી દુનિયામાં જવાનું મન થયું જ્યાં એમની તુચ્છતાનું એમને ભાન કરાવનાર કોઈ ન હોય, અને નવેસર જિંદગી શરુ કરવી સરળ બને. એમને તો ખાતરી હતી કે હવે ફરી આવી ભૂલ નહીં જ થાય ! અહા ! એ સ્થિતિ કેવી સુખદ જો પતન સ્વયં ભૂલાઈ જતું હોય અને અનુભવે મેળવેલું ડહાપણ માત્ર યાદ રહેતું હોય !

સાગરની સપાટી શાન્ત હતી—શાન્ત હતી તો ય હિલોળા ખાતી હતી—જાણે કોઈ બાળકનું પારણું ઝૂલતું ન હોય ! કોઈ દુભાયલા, તરછોડાયલા બાળકની મનોદશાને વશ થઈ ગૌરીશંકરને આ હિલોળતી સપાટીપર સૂઈ જવાનું, આળોટવાનું મન થયું !

'કેવી સરસ ઊંઘ આવી જાય ! અને એ મીઠી ઊંઘમાંથી જાગવાનો અવસરે ય ન મળે.'

પણ એમને તો અવસર જોઈતો હતો. એમનું સ્વપ્ન ઊડી ગયું. અને ગૌરીશંકર ધીમે પગલે અને ભારે હૈયે ઘર તરફ પાછા ફર્યા.

જમવાનો તુચ્છ વિચાર એમને આવ્યો ય નહીં ! વિચારોની અથડામણ પાછી શરુ થઈ અને શોરબકોર જામ્યો. 'મણી, ગૌરીશંકર, રમા' એ ત્રણ નામ, ત્રણ વ્યક્તિઓ અને એમનું વાતાવરણ ચકરભમ્મર ફરતું લાગ્યું.

અને એ ચકડોળના નિશામાં એમણે કાગળ—પેનસિલ લીધાં અને પત્ર લખવો શરુ કર્યો કે 'મણીને પહેલી તકે મુંબઈ મોકલી આપો.' અને આમ જલદી પાછી બોલાવવાનું બહાનું શોધવા બેઠા. ત્યારે પત્રમાંના અક્ષરો જીવતા થઈ નાચવા લાગ્યા.

એમને એકદમ રોષ ચઢ્યો.

'મણી તો જંગલી છે.' કહેતાં કાગળનો ડૂચો વાળી બારી બહાર જોરથી ફેંક્યો.

અને રમા—મણીની જોડીને ન અપનાવી શકનાર ગૌરીશંકર ઊંઘને બાથ ભીડવા પથારીમાં પડ્યા !

---

# બે આની

**શરૂઆતમાં,** રસિક દુઃખના વિચારો અને ભવિષ્યની ચિંતામાં પડી જતો–પડ્યો રહેત તો કંઈ નહોતું. પણ એ તો એ વિચારોમાંથી બચવા મથતો. બચાવની બારી ક્યાં ય દેખાતી નહિ ત્યારે એને દુનિયા પર તિરસ્કાર અને પોતાની જાત પર અસહ્ય કંટાળો ઉપજતો.

રસિક સ્વભાવે જ ચિંતનશીલ હતો. બાપ જીવતો હતો ત્યારે એમની પાસે પૈસો હતો. એ સુમેળ એવો તો સરસ જામ્યો કે એણે કવિતા લખવાની શરૂઆત કરી. પણ એના બાપના મરી ગયા પછી ઘણું બધું બની ગયું. ચિંતન સિવાય બીજા કોઈ પણ કામ પર એને નફરત હતી. તો ય, કટાણે મને એણે નોકરી શરૂ કરી. પણ એના ચિંતનની સ્વતંત્રતા નોકરીની ગુલામી સાથે શોક્ય બનીને રહી શકી નહિ. અને એના નસીબના ફૂટેલા ઘડામાંથી વારસાનો પૈસો (જો કે એને પૈસાનો મોહ નહોતો) પાણી બનીને વહી ગયો. છેલ્લે છેલ્લે પૈસાનું એક નાનકડું ખાબોચિયું રહ્યું હતું એ પણ એની માંદગીમાં સૂકાઈ ગયું.

એના આખા શરીરે ગૂમડાં નીકળી પડ્યાં. શરીર ખોદીને ગૂમડાંનાં ઢગલો કરનારાં જંતુ નસેનસમાં ફરી વળ્યાં. એને હૉસ્પિટલમાં ખસેડવો પડ્યો. અને બધાં ગૂમડાં કપાવવાં પડ્યાં. તો ય નવાં નવાં ગૂમડાં નીકળતાં ગયાં અને ફૂટતાં ગયાં. એનું શરીર કંગાળ કવિતાના જેવું નકામું ટાયલું બની ગયું. એનામાં ઊઠવાની સુદ્ધાં શક્તિ ન રહી.

એને જીવન પર કંટાળો ઉપજ્યો. કેવું એ જીવન હતું? ખાવુંપીવું નહિ, ઊંઘવું નહિ અને ઠેકઠેકાણે ગૂમડાં! અને હવે એ સડો વિચારોમાં પણ પેઠો હતો અને તેમાંથી ગૂમડાં જેવી જ કવિતાઓ બહાર પડતી હતી.

એક સાંજના એને સખત તાવ ચઢી આવ્યો. કંઠ સૂકાવા લાગ્યો. એણે નર્સ પાસેથી પાણી માગ્યું. પણ જીભ કંઈ બીજું જ બોલી ગઈ અને એને પાણી ન મળ્યું. બસ થઈ ચૂક્યું. રસિકને થયું કે હવે વધારે વખત દુનિયા પર જીવતા રહેવામાં પાપ હતું.

ડૉક્ટર ડ્રેસીંગ કરવા આવ્યા અને હાથ ધોવા બીજા રૂમમાં ગયા

અને નર્સ એમની પાછળ ગઈ ત્યારે રસિક પોતાનું બધું જોર એકઠું કરી બેઠો થયો. બેઠાં થતાં ચક્કર આવ્યાં.—એણે ટ્રોલીમાં નજર નાખી. એક નાનકડી વાટકીમાં મૉરફીઆની ટ્યુબ એણે જોઈ અને ત્વરાથી ઉપાડી લીધી. એ પાછો સૂઈ ગયો. આ માંદગીમાં પહેલી જ વાર એ ઉલ્લાસભર્યું હસ્યો—જાણે જીવનનો કોઈ કીમિયો હાથ ચડી ગયો હોય ને?

ડૉક્ટર ડ્રેસીંગ કરીને ચાલ્યા ગયા. રાત પડી. એને ફરી હસવું આવ્યું. આ હૉસ્પિટલ, વસ્તુઓ, વ્યક્તિઓ, અરે, પોતાનાં ગૂમડાં સુદ્ધાં હવે એના પોતાનાં નહોતા. આ દુનિયા જ પારકી હતી જાણે! એને નવી દુનિયાનું એક દિવાસ્વપ્ન આવ્યું. એની પત્નિ તારાએ આવી એ સ્વપ્ન ભાંગ્યું ત્યારે એ એક બાળક જેવું નિર્દોષ હસ્યો. એ હાસ્યે તારાને આનંદથી ભરી દીધી. 'તું જા,' એણે કહ્યું 'આજે મને સારું છે.'

અને રાત વધવા લાગી. એનો આનંદ પણ જોડીઆ ભાઈ જેવો વધવા લાગ્યો. એણે તકીઆ નીચે પેલી મૉરફીઆની ટ્યુબ પંપાળી જોઈ. હાશ! એને ખાતરી થઈ કે એના આનંદની ચાવી એની પાસે હતી. એણે આંખ મીંચી. અને ઊંઘની દવા વગર એની પર નિદ્રાનો સુંવાળો હાથ ફરી ગયો.

બીજી સવારે એ જાગ્યો ત્યારે પહેલી જ તકે એણે મૉરફીઆની ટ્યુબ તપાસી જોઈ. એ ત્યાં જ હતી. અને એનાં ગૂમડાંની ટેકરી પર પેલો આનંદ નાચી રહ્યો. મૉરફીઆ ખાઈ એને આખરે મરી જવું હતું જ. પણ ખાસ કંઈ ઉતાવળ નહોતી. એ ફક્ત મદ અને આળસથી પડી રહ્યો. સાંજ પડી, બીજી સવાર પડી અને એનું એ આળસ ઊડ્યું નહિ અને તબિયત સુધરતી ચાલી. આઠ દહાડા પછી તો તે ઘેર પાછો ફર્યો. મહિનાઓ વીતી ગયા. મૉરફીઆની ટ્યુબ પેકબંધ એની ટ્રંકમાં પડી રહી અને એ તંદુરસ્ત થઈ ગયો. મૃત્યુ છેક નજીક આવી એના શરીરમાં ચેતનની ફૂંક મારી જતું રહ્યું!

એના ભેજાએ ફરી કવિતાઓ રચવાનો વિચાર કર્યો. પણ એના પેટે ભૂખનો શુષ્ક અને અણઘડ પૂકાર કર્યો. ભેજું છંછેડાઈ પડ્યું 'જરા વાર તારાથી છાનું નથી બેસાતું?' પણ પેટે તો પોતાનો પૂકાર ચાલુ રાખ્યો.

રસિક જમવા બેઠો અને જોયું તો શાક નહોતું. 'આજે આમ કેમ ?' એણે પૂછ્યું.

'બસ એમ જ !' તારાએ કહ્યું. 'હવેથી રોજ રોજ શાક ખાવા નહિ મળે.'

રસિક જમીને ઊઠ્યો. પણ એનું પેટ દુભાયલા હઠીલા બાળકની જેમ રડી ઊઠ્યું: 'મને તો શાક જોઈએ !'

એ જ સાંજના રસિક છ આનાનું શાક લાવ્યો. રાતના એ જમવા બેઠો ત્યારે થાળીમાં ગોળ નહોતો. 'ગોળ ક્યાં ?'

'નથી ?' તારાએ કહ્યું, 'શાક ખાવું હોય તો હવેથી ગોળ વગર ચલાવી લેજો !'

'પણ એમ કેમ ચાલે ?' રડકણું પેટ બોલી ઊઠ્યું.

હજી શાક–ગોળની સતામણીમાંથી રસિક પરવાર્યો પણ નહોતો ત્યાં ઘીની બરણી ઢાંકણાની લજ્જા ફેંકી દઈ નફટાઈથી હસી પડી. મહીં ઘીનું એક બુંદ પણ નહોતું.

પરેલની આ ચાલમાં, પંદર રૂપિયાના ભાડાની આ ઓરડીમાં, આવી વસે રસિકને બહુ વખત નહોતો થયો. ત્યાં તો બીજા મહિનાનું ભાડું ત્રીજા મહિનાનાં વીસ પગથિયાં ચઢી ગયું.

રસિકની સતામણીના આ ચિત્રને છેલ્લો હાથ તારાએ લગાવ્યો. એ તાવથી પટકાઈ પડી. એક દિવસ, બે દિવસ, આઠ દિવસ; પણ એ તાવ ઊતર્યો નહિ. એ અરસામાં એની પથારીની આસપાસ, કોલન વૉટરની બાટલી, બરફની કોથળી, દવાની શીશીઓ, પડીકીઓ, ગોળીઓ, બેડપેન, ફીડની ટ્રે, થૂંકદાની અને એવાં બીજાં કેટલાં ય સરંજામ ફરી વળ્યાં.

એની ઓરડી, ગૃહસ્થનું ઘર મટી જઈ કોઈ એક થર્ડ ક્લાસ દેશી રાજ્યની કંગાળ અને ગેરવ્યવસ્થાભરી હૉસ્પિટલ જેવી બની ગઈ.

દુઃખ અને ચિંતાની પરંપરામાંથી બચી જવા એણે વિચારો સેવવાનું માંડી વાળ્યું. પણ એના વિચારોની સતામણી નીચે હમેશ

ઢંકાઈ રહેતું, એના અંતરને શાન્તિભરી નિરાંતથી કોરી ખાતું દુઃખ ઉઘાડું પડી ગયું.

આજે તારાની માંદગીની દસમી રાત હતી. તાવ વધ્યે જતો હતો.

રસિક બારી આગળના સ્ટૂલ પર, બારીના કમાડપર માથું ટેકવી પડ્યો હતો. એ જાગતો નહોતો–ઊંઘતો ય ન હતો. વચલી સ્થિતિના કંટાળાનો ભોગ બની એ ફક્ત અસહ્ય થઈ પડ્યો હતો.

આઠના ટંકોરા થયા. દરદીને દવા પાવાનો વખત થયો. એણે ઊઠવાનું કર્યું: પણ જીવ ચાલ્યો નહિ. 'હમણાં ઊઠું છું' કરતાં અરધો કલાક નીકળી ગયો. એ આખરે ઊઠ્યો. મોસંબીનો રસ અને દવાનો એક ભાગ એણે તારાને પાયો. બરફની કોથળી ભરી એણે માથે મૂકી. અને ફરી પાછો બારી આગળ. હતો તેમ જ બેઠો–જાણે કોઈ એક જાપાનીસ રમકડાની ચાવી ખલાસ થઈ જતાં એ પોતાની અસલ અદામાં આવી ઊભું રહી ગયું હોયને!

સાડાનવ થયા અને દશ વાગે ફરી પાછી દરદીને પડીકી ખવડાવવાની! અને એમ, જાણે સારી જિંદગી દવા–પડીકીના સમયની રાહ જોઈને બેસી રહેવાનું! રસિકનું મોઢું જરાક મરડાઈ ગયું. એણે આંખો ખોલી બારી બહાર જોયા કર્યું.

થોડીવારમાં સામેની મિલના ભૂંગળા ઉપર પુનમનો ચંદ્ર આવીને બેઠો. જાણે કવીનાઈનની બાટલીના મોઢા પર એક ચપટી સફેદ કવીનાઈનની ગોળી આવીને બેઠી! એણે જોયા જ કર્યું. ઘડી પછી એક કાળું વાદળ સુસ્તીથી ઉપર ચઢતું દેખાયું. અને ચંદ્રને અરધો ઢાંકી તે અટકી ગયું. કવીનાઈનની ગોળી ગળામાં ઊતરતાં ઊતરતાં અટકી જાય એમ પેલા સુસ્તીભર્યા કાળા વાદળાની કોર પાછળ પુનમનો ચંદ્ર ફસાઈ પડ્યો.

રસિકે પોતાના ગળા પર હાથ ફેરવ્યો. એને ગૂંગળામણ થવા લાગી. પણ વધારે દુઃખ તો એને પોતાની કલ્પનાની ભ્રષ્ટતા માટે થયું. ભરજોબન સરિતાની વિહ્વળતા, સંધ્યાનાં આછાં અજવાળાં, કમળદળનું સુકુમાર લાલિત્ય, એ બધાં એની કલ્પનામાંથી ક્યાંયે ખસી ગયાં હતાં? અને આ કવીનાઈનની બાટલી ક્યાંથી આવી ચઢી? એના જીવનનો એક માત્ર આનંદ–એની કવિતામાં મલેરિયા તાવ કેમ કરતાં ઘૂસી ગયો?

એણે કંટાળાથી 'ફટ' દઈને બારીનું કમાડ બંધ કર્યું અને તારાની પથારી આગળ આવી બેઠો–નીચું માથું કરી બેસી રહ્યો. ત્યાં દશના ટકોરા થયા. પડીકી યાદ આવી. એણે ઊંચું જોયું તો સામે ટીંગાઈ રહેલા અરીસામાં પોતાનું પ્રતિબિંબ દેખાયું એ પ્રતિબિંબમાં એક લાગણી ન દેખાઈ. વિશાળ ચમકભરી મોટી આંખો, નમણું નાક અને નિર્ભયતાથી બિડાયલા દેખાતા હોઠ! રસિકને થયું કે માણસ પોતાની અંદર દુઃખથી ગમે તેટલો રિબાયા કરતો હોય તો ય એના મોઢા પર એ દુઃખની આછી છાયા પણ કેમ કંઈ દેખાતી નહિ હોય?

એણે તારાને પડીકી ખવડાવી.

'ઓ મા! તારા બબડી.

'કેમ?'

'બહુ અકળામણ થાય છે!'

'તાવ વધ્યો હશે. લાવ જોઉં?'

એણે થરમોમીટર બગલમાં મૂક્યું.

'બાપરે! એકસો પાંચ!'

'શું કહ્યું?' તારાએ પૂછ્યું.

'એક સો ત્રણ તાવ છે.'

'મને થયું કે વધારે તાવ હશે–અને...અને–' તારાએ આંખ મીંચી દીધી. એના હોઠ ફરકવા લાગ્યા. 'અને...' એ ઊઠીને બેઠી થઈ ગઈ.

'અરે આ શું કરે છે?'

'તમે જોતા કેમ નથી–ચૂલા પર શાક બળી જાય છે તે?' તારા બેબાકળી થઈ બકવા લાગી.

રસિકે એને સમજાવી પટાવી સૂવડાવી દીધી.

ગૂણપાટમાં વીંટેલા ભૂસાના ઢગલામાં બરફ ખલાસ થઈ ગયો હતો. એણે ચંપલ પહેરી, બે આના કાઢવા કોટના ખીસામાં હાથ નાખ્યો; પણ એ ખીસું ખાલી હતું; બીજું ખીસું પણ ખાલી. બીજો કોટ તપાસી

જોયો એ પણ ખાલી. ઝભ્ભાનું ખીસું પણ મશ્કરી કરતી જીભની માફક બહાર નીકળી આવ્યું. 'આમ કેમ?' કંઈ નહિ. બેગમાં હશે. એણે આખી બેગ ચૂંથી નાખી પણ એક ફૂટી દમડી પણ ત્યાં નહોતી. અને તારાનો તાવ વધ્યે જતો હતો—એનો બકવાટ ચાલુ હતો. એક પૈસો પણ ઘરમાં ન હોય એમ બને કેમ?' પણ અત્યારે તો એ બન્યા જેવું જ દેખાતું હતું. તાર કરીને દેશમાંથી કાકા પાસેથી પૈસા મંગાવ્યા હતા—કાલે કદાચ આવી પણ જશે. પણ આજે? એક પૈસો ઘરમાં ન રહ્યો એનું એ મૂરખને ભાન કેમ ન રહ્યું?

કંઈ નહિ! હોટલવાળો ઉધાર આપશે. રસિક નીચે ઊતર્યો એ વખતે અરધી રાત પછી એક વાગ્યો હતો. ઈરાનીની હોટલમાં રાત-પાળીવાળા મજૂરોનું ટોળું ચાહ પી રહ્યું હતું.

'જરા—' રસિકે બની શકે એટલી નમ્રતાથી કહ્યું: 'જરા—દો આનેકા બરફ દે દો—કલ સબેરે પૈસા દેદુંગા.' ઈરાનીએ એને નિર્દય, બેદરકારીભર્યો ટૂંકો જવાબ આપ્યો: 'નહિ!'

પહેલી ચોટે તો રસિક ડઘાઈ ગયો, પણ એના કાનમાં તારાના બકવાટનો ગણગણાટ થયો. એણે સ્વમાનને કોરે મૂકી લગભગ ભીખ માગી: 'મય સામનેવાલી ચાલમાં રહેતા હું ઔર......'

'બોલા—નહિ મીલેગા!'

રસિકને લાગ્યું કે હવે વધારે માગણીમાં ગાળો મળશે. એ નીચું માથું કરી પાછો ફર્યો. રસ્તો ઓળંગવા જતાં એક મોટર 'સરરર' કરીને એની છેક બાજુમાંથી પસાર થઈ ગઈ. એનું મગજ હદ બહારનું ઉશ્કેરાઈ ગયું હતું. અને એનો આત્મા ઊંડે ઊતરી ગયો હતો—એટલો બધો ઊંડે કે દુ:ખનું ભાન સુદ્ધાં એને ન રહ્યું. એ જાપાનીસ રમકડાની જેમ દાદર ચઢી, સ્ટૂલ પર આવી બેઠો.

એને ત્યારે ભાન થયું કે બરફ હતો નહિ—મળવાનો ય નહોતો. એનું દિલ દુભાઈ ગયું. એ ફરી તારાની બાજુમાં આવી બેઠો. તારા બબડીઇ એ ધોબીને કશુંક કહેતી હતી. 'સાત કપડાં કેમ? આઠ હતાં ને? અને ચાદરમાંથી આ ડાઘ કેમ નીકળ્યો નથી?—ઓ મા!' અને એક મિનિટ પછી એ ફરી બબડી.

'હું તમારી કવિતાનું પાનું ફાડી નાખીશ હોં!'

રસિકનો જીવ રહેંસાઈ ગયો. એ પાનાં તો ક્યારનાં ય ફાટી ગયાં હતાં. 'મેં તમને બહુ દુઃખ આપ્યું છે. હું—હું, એક પથરા જેવી તમારી પર બોજા રૂપ પડી રહી છું!' એ ફરી બેઠી થઈ ગઈ અને રસિક સામે આંખો ફાડીને જોયું.

રસિક કંઈ બોલ્યો નહિ. એણે ફક્ત સામેના અરીસામાં જોયા કર્યું. અરીસામાં દેખાતી વ્યક્તિનું મોઢું વિચિત્ર રીતે મરડાઈ ગયું હતું અને એની આંખમાંથી આંસુના રેલા વહી નીકળ્યા હતા. તારાએ એ જોયું, અને ધબ દઈને એ પથારી પર પડી ગઈ—ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. રસિક તો ય કંઈ બોલ્યો નહિ. આંખમાં આવી ચઢેલાં આંસુનાં ચશ્માંમાંથી તારા વિચિત્ર દેખાતી હતી. પણ એણે તો ફક્ત જોયા જ કર્યું.

'તમે બોલતા કેમ નથી? રડો છો? તમને શું થયું છે?' તારાએ આજીજી કરી ત્યારે રસિક હસ્યો—અને એ લહરી આખા શરીરને ફરી વળી. એણે તારાના ગાલે હાથ ફેરવ્યો. 'તું તો ગાંડી છો! જો તારા માટે નવી ગોળીઓ લાવ્યો છું. એનાથી તારો તાવ બે દિવસમાં ઊતરી જશે!'

રસિકને હવે ભાન થયું કે એને આટલો વખત—આટલા બધા દિવસ પેલી મૉરફીઆની ટ્યુબ કેમ યાદ નહિ આવી? એની આંખમાં ભરાઈ બેઠેલાં આંસુમાં ઉત્સાહ આવી ગયો અને એ બુંદ બુંદ બની નાચતાં કૂદતાં આંખમાંથી ગાલ પર અને ગાલ પરથી જમીન પર ટપકી પડ્યાં.

તારા ફરી પાછી સૂઈ ગઈ હતી.

એણે બેગમાંથી મૉરફીઆની ટ્યુબ કાઢી. છ ગોળીઓ એણે પોતાના હાથમાં લીધી અને બીજી છ એણે તારા માટે કાગળના ટુકડા પર કાઢી મૂકી. એ ગોળીઓ હાથમાં લેતાં જ એણે ફરી પાછી જીવનની ધન્યતા અનુભવી. એની ટાઢી સુસ્તી ઊડી ગઈ અને આખા શરીરમાં ગરમ ધ્રુજારી ફરી વળી.

અરીસામાં નજર પડતાં માંહેલી વ્યક્તિનું મોઢું હાસ્યમાં ઉઘડી ગયેલું દેખાયું.

તારા તો સૂઈ ગઈ હતી અને ગોળીઓ પોતે પહેલી ખાવી કે તારાને પહેલી ખવડાવવી ?

'હટ્' આ તે કંઈ વિચાર કરવાની ઘડી હતી? આ તો ધન્ય ઘડી હતી. એ પળ પાછી નહિ આવે!

એણે ઝડપથી પાણીનો ગ્લાસ ભર્યો. ગોળીઓ મોઢામાં મૂકતાં પહેલાં એણે આસપાસ જોયું. એના જીવનના કિનારા પર આનંદભરતીના એક પ્રચંડ મોજાએ પછડાટ ખાધી. અને એ ઉલ્લાસ મોતી મોતી થઈ કિનારા પર વેરાઈ ગયો.

હાસ્યમાં ઉઘડી ગયેલા મોઢામાં એ ગોળીઓ નાખવા જાય છે ત્યાં એના બારણાનું કડું કોઈએ ખખડાવ્યું.

'લે! આ વળી કોણ?' એનો આનંદ જરા મોળો પડ્યો. ત્યાં તો બીજી વાર કડું ખખડ્યું.

'લાવ જોઉં કોણ છે તે?' એણે મૂઠી વાળીને મોરફીઆની ગોળીઓ સજ્જડ પકડી—અને પાણીનો ગ્લાસ હેઠો મૂક્યો.

રસિકે બારણું ખોલી નાખ્યું. એ તો ડાહ્યો—એના માળાનો ભંગી હતો.

'કેમ અલ્યા, આ વખતે?'

'જરા કામ પડ્યું' ડાહ્યાએ હસીને કહ્યું, 'તમારી ખોલીમાં બત્તી બળતી જોઈ એટલે થયું કે લાવ રસિકભાઈ પાસે જઈ આવું!'

'હા—શું છે બોલ?'

'બે આના જોઈએ છે, સા'બ!'

રસિકને ખબર નહિ પડી કે આ રમૂજ કેમ કરતાં ઊભી થઈ, એનું હાસ્ય ફાટ ફાટ કરતાં રહી ગયું.

'મારું બૈરું એક મહિનો થયાં બીમાર છે.' ડાહ્યાએ બે આનાની માગણીની પ્રસ્તાવના રજૂ કરી. 'આટલા વખત સુધી તો એણે નાના બચ્ચાને ધવડાવ્યા કર્યું. પણ આજે સવારથી ધાવણ સાવ ખૂટી ગયું.

અને બચ્ચું તો રડ્યાં જ કરે છે. ગોળનું પાણી પાયું, સુવાનું પાણી પાયું પણ એ તો છાનું જ ન રહે. મૂળ તો એને ભૂખ લાગી છે, બીજું કાંઈ જ નથી અને મારી પાસે અત્યારે ફૂટી દમડી ય નથી. એટલે સા'બ, બે આની આપો તો થોડુંક દૂધ લઈને બચ્ચાને અને એની માને પાઉં !'

રસિકે ડાહ્યા સામે જોયા જ કર્યું.

'સા'બ, અમ ગરીબ પર એટલી દયા કરો !'

'ઊભો રહે ! ઠીક યાદ આવ્યું' રસિકને યાદ આવ્યું કે ઘરના વપરાશ માટે જોઈતું પરચુરણ તારા એક વિચિત્ર ઠેકાણે સંઘરી મૂકતી. એણે અભરાઈ પરથી એક ટોપિયું ઊંચક્યું. એની નીચે બીજું અને ત્રીજું ટોપિયું ! અને છેક નીચેથી એક નાનકડી વાટકીમાંથી બે આના મળી ગયા.

'અરે વાહ ! દોસ્ત ડાહ્યા !' એણે બૂમ મારી 'ફાવ્યો ! તારે દૂધ લેવું છે ને ? ચાલ નીચે.' રસિકે ચંપલ પહેરતાં કહ્યું: 'તું એક આનાનું દૂધ લેજે, હું એક આનાનો બરફ લઈશ—આપણા બન્નેનું કામ થઈ ગયું !'

બન્ને દાદર ઊતરવા માંડ્યા.

'ત્યારે, તારી બૈરી બીમાર છે, એમ ?' રસિકે પૂછ્યું.

'અરે સાહેબ, કેટલી બધી ? ધગધગે છે આખી તાવથી !'

પણ રસિકે એ સાંભળ્યું નહિ. એના એક હાથમાંથી મોરફીઆની ગોળીઓવાળો હાથ ઢીલો થઈ ગયો—આંગળીઓ ખૂલી ગઈ અને છ ગોળીઓ દાદરનાં પગથિયાં પર વેરાઈ ગઈ. 'કમબખ્ત !' રસિક બોલ્યો 'એનો વારો ન જ આવ્યો'

'શું કહ્યું સા'બ ?' ડાહ્યાએ પૂછ્યું.

'કંઈ નહિ ! અમસ્તો જ !' રસિકના બીજા હાથમાં બે આની સળવળી રહી હતી. એણે મોઢાથી સીટી વગાડતાં બે આનીના ટુકડાને તર્જની પરથી અંગૂઠાનો ધક્કો આપી હવામાં અધ્ધર ઉરાડ્યો. પણ એ

કમબખ્ત બે આની હાથમાં પાછી આવવાને બદલે, દાદરના પગથિયા પર ઝીણો અવાજ કરી ક્યાંક ગુમ થઈ ગઈ.

'માર્યા ઠાર' રસિકે કહ્યું 'અને એ ગોળીઓ ય મેં મૂરખાએ ફેંકી દીધી.' એના શરીરમાંથી ગરમી ઊડી જતી લાગી.

એ બન્ને પગથિયાં પર, ઝાંખા અજવાળામાં, હાથ ફેરવવા લાગ્યા.

'એ ત્યાં જો–ઉપરના પગથિયે, કંઠડાની વચમાં તો નથી ને?... નથી? તો પેલા કાગળના ટુકડા નીચે શું છે? કશું નહિ? હાય–હાય!'

એ ચાલની પાછળ પતરાંની ઝૂંપડીમાં ડાહ્યાનું હઠીલું બાળક હજી રડ્યા કરતું હતું. બીજે માળ, સત્તર નંબરની ઓરડીમાં તારા બકવાટ કરતી બેઠી થઈ ગઈ હતી. અને છેક નીચેના પગથિયાની ધૂળમાં બે આનીનો ટુકડો નિરાંતે ગોઠવાઈ પડ્યો હતો.

---

# વરસાદની વાદળી

'હવે ઑપરેશન સિવાય બીજો ઉપાય નથી.'

'પણ સાહેબ એમાં જોખમ ખરું કે નહિ?'

'નાનું કે મોટું ઑપરેશન—જોખમ તો ખરું જ.'

ચિનુભાઈ પળભર ચુપ રહ્યા. નર્મદાનાં ઑપરેશનનો ખ્યાલ એમને ખાસ ગમ્યો નહિ. એમણે છેવટે પૂછ્યું: 'અને કાનમાંથી પરું વહેતું તદ્દન બંધ થઈ જશે?'

'બનતાં સુધી થઈ જશે.' સર્જ્યને ઊઠતાં ઊઠતાં કહ્યું: 'જુઓ' વિચાર કરો; પરમ દહાડે જવાબ આપજો.'

ચિનુભાઈ અને નર્મદા હૉસ્પિટલની બહાર ઉમેદલાલને મળ્યાં. ઉમેદ એ હૉસ્પિટલમાં હાઉસસર્જ્યન હતો. જરા મોજીલો હતો—છેલબટાઉ પણ હતો. સ્ત્રીઓને જોઈ એનું હાસ્ય જોરજુલમે છૂટી જતું—પછી ગમે તે, ગમે તેવી સ્ત્રી હોય.

'ઉમેદલાલ' ચિનુભાઈએ કહ્યું, 'હવે તો સાહેબ ઑપરેશન કરાવવાનું કહે છે.'

'તો કરાવી નાંખોને! ધર્માદા હૉસ્પિટલ છે. ક્યાં પૈસા પડવાના હતા?' અને નર્મદા તરફ એણે આડી આંખે જોયું, 'નર્મદાબ્હેન અહીં રહેશે એટલે ગપ્પાં મારવાની પણ મજાહ પડશે.'

'વારુ ત્યારે, પરમ દહાડે કહીશ તમને.'

'આવી જ જાઓ, એમાં વિચાર શું કરવાનો હોય? ધરમના કામમાં ઢીલ કેવી?'

ચિનુભાઈ અને નર્મદા ઘેર ગયાં. વરસાદનાં કાળાં વાદળ ઘેરાવા માંડ્યાં હતાં. પવનનું નામ પણ નહોતું—અને સાંજ પડી!

ચિનુભાઈને કંઈ ચેન પડ્યું નહીં. નર્મદા તો પોતાને કામે લાગી ગઈ. નાનો શાન્તિ બારી બહારના વાદળભર્યાં આકાશમાં જોયા કરતો

હતો. ચિનુભાઈએ સાદડીપર પડ્યા રહી બીડીઓ ફૂંકવા માંડી. નાનકડી બબલીને રડતી છાની રાખવા નર્મદા એને ધવડાવવા બેઠી.

'પછી શું વિચાર કર્યો ?' નર્મદાએ પૂછ્યું.

'શાનો ?' એમને ખબર હતી જ કે નર્મદા શું જાણવા માગતી હતી. તોય કટાણે મને એમનાથી પૂછાઈ ગયું.

'ઑપરેશનનો.'

'બા,' શાન્તિએ બારી આગળથી બૂમ પાડી. 'આજે વરસાદ આવશે કે નહિ ?' એને કોઈએ જવાબ આપ્યો નહિ. એના કરતાં વધારે મહત્ત્વના સવાલો ચિનુભાઈને મૂંઝવી રહ્યા હતા.

'એમાં હું શું કહું ? તારો વિચાર હોય તો કરાવી નાખ.' ચિનુભાઈ આખો વખત ઑપરેશનનો જ વિચાર કરતા હતા, એ નર્મદા જાણતી હતી તોય એમનાથી જૂઠું બોલાઈ ગયું. નર્મદાએ હાસ્યમાં કિકિયારી પાડતી બબલી ચિનુભાઈની ખોળામાં મૂકી, 'હું કંઈ ન સમજું. હું તો તમે કહો તેમ કરું.'

ચિનુભાઈ બબલીને રમાડતા પાછા વિચારમાં ડૂબી ગયા.

અને રાત પડી.

નર્મદાએ બધાને માટે પથારી કરી. શાન્તિએ સૂતાં સૂતાં કહ્યું: 'બા, તું તો કહેતી હતી ને કે વરસાદ નહીં આવે ? જો, એ વરસે બારી બહાર !'

'તું તારે સૂઈ જાને બોલકણા—મેં તો કશુંએ નથી કહ્યું !'

નાનો શાન્તિ કંઈક વિચાર કરતો સૂઈ ગયો. નર્મદાને તો ચિનુભાઈનું કહ્યું કરવાનું હતું—એને તો કંઈ હતું જ નહીં. એ પણ સૂઈ ગઈ. એક ચિનુભાઈને ઊંઘ આવી નહિ. એમને બિચારાને બહુ બહુ વિચાર કરવાના હતા. નર્મદા એટલું બધું એમનું કહ્યું કરતી કે ઘણી વખત એમને કંટાળો આવતો.

એ બન્ને બહુ નાનાં હતાં ત્યારે પરણ્યાં હતાં અને સાથે રહ્યાં હતાં. એટલે રસિકતા જન્મે એવી પળો આવી ત્યારે તો એ બન્ને સંસારમાં

રીઢાં થઈ ગયાં હતાં. ચિનુભાઈ યુવાન પતિની જેમ નર્મદાનો બહુ વિચાર કરતા નહીં. અને નર્મદાને એનું કંઈ દુ:ખ નહોતું !

એ સિવાય પણ બીજી ઘણી મુશ્કેલીઓ હતી. સાઠ રૂપિયામાં માંડ નિભાવ થતો એટલું જ નહીં પણ કરજેય હતું. શાન્તિના ભણતરનું ખર્ચ છેલ્લેછેલ્લે વધવા માંડ્યું હતું. અધૂરામાં પૂરું દર મહિને દેશમાંથી એક વખત કાગળ આવતો કે રૂપિયા મોકલો. અને દર મહિને એક વખત તો જરૂર ચિનુભાઈ ગુસ્સો કરતા.

એ બધો નર્મદાનો જ વાંક હતો એમ ચિનુભાઈને કોઈક વખત લાગતું. એણે જ બધી જંજાળ ઊભી કરી હતી, અને એ પોતેય એક મોટી જંજાળ હતી.

એવું બધું હોવા છતાં નર્મદા વગર એમને ચાલે તેમ નહોતું. ખરું પૂછો તો એમને પત્નીની ટેવ પડી ગઈ હતી. એની ઊભી કરેલી જંજાળમાં એ જ એમનો વિસામો હતી એવું કોઈક વખત માનવા પૂરતી રસિકતા કોણ જાણે ક્યાંથી એમનામાં આવી હતી !

નર્મદા ત્રેવીસ વરસની હતી. બહુ રૂપાળી નહોતી. કંઈક ઠસ્સાદાર હતી, અને અંગ ઘાટીલું હતું. ઘરના કામકાજમાં દોડધામ કરતી હોય ત્યારે એના દેહમાંથી કળાભર્યા મરોડ અને મધુર લાલિત્ય ઊઠતાં. ચિનુભાઈ મૂઢની જેમ એને જોઈ રહેતા. નવરાશમાં એ એમનો વ્યવસાય હતો.

એ સ્વભાવે જરા વિચિત્ર હતી. પણ ચિનુભાઈએ એનો સ્વભાવ જાણવા કોઈ દહાડો પ્રયત્ન નહોતો કર્યો. પ્રસંગને અભાવે કે પછી ગમે તેમ હોય; હજી એના સ્વભાવની વિચિત્રતા કોઈને અડી નહોતી. ચિનુભાઈ એટલું તો જાણતા કે નર્મદા કહ્યાગરી હતી. અને ઊંડે ઊંડે એ એમને ગમતી—કોઈક વખત ખૂબ ગમતી. એક રીતે એમનો સંસાર ઠીકઠીક ચાલ્યા કરતો.

એક રાતના બબલીને રમાડતાં ચિનુભાઈએ એના હાથમાં સોનાની નાજુક બંગડીઓ જોઈ.

‘ અરે ?– આ ક્યાંથી લાવી ?’ એમણે પૂછ્યું, ત્યારે નર્મદાએ નીચું જોઈ દીધું.

‘ ચાલીનાં બઈરાંઓ જોડે રમતમાં થોડાક પૈસા જીતી હતી એમાંથી લાવી. એની કંઈ બહુ કિંમત નથી.’

‘ શાની રમત ?’

‘ પાનાંની.’

‘ પાનાં ? જુગાર રમતાં ક્યારથી શીખી ? ઠીક મારા પૈસાનો ઉપયોગ કરે છે તો !’

નર્મદાનું મોઢું તદ્દન પડી ગયું. ચહેરાના ભાવ સંતાડવા એણે પીઠ ફેરવી લૂગડાંની ઘડી કરવા માંડી–અને એનાથી કહેતાં જ કહેવાઈ ગયું: ‘ ત્યારે આખો દહાડો એકલી બેઠી કરું શું ?’ ચિનુભાઈ ગુસ્સામાં ઊભા થઈ ગયા.

‘ આજે મારી સામું બોલવાની હિંમત આવી ગઈ, કેમ ?’ રાતના કોઈ વખત બહાર ન નીકળનાર ચિનુભાઈ ડગલો ટોપી પહેરી ધડધડ ઊતરી ગયા. અંગેઅંગ કાંપતી નર્મદા બારણાં આગળ દોડી ગઈ. એમને પાછા બોલાવવાના શબ્દો એનાં મોઢામાં જ ચીમળાઈ મરી ગયા !

શૂન્યમનસ્ક ચિનુભાઈ એક લત્તામાંથી બીજા લત્તામાં ખૂબ રખડ્યા. જેમ વધારે રખડ્યા તેમ એમનો ગુસ્સો ઊતરતો ગયો. થાક્યાપાક્યા છેક મોડી રાતે ઘર તરફ ફર્યા ત્યારે એમને લાગ્યું કે નર્મદાની વાત કંઈક ખરી હતી. દાદર ચઢતાં એમણે મનમાં જ કહ્યું: ‘ આખો દહાડો બિચારી કરે શું ? એ વાત પણ ખરી !’

બારણું ઉઘાડું જ હતું, પથારી પર બેઠી બેઠી નર્મદા રડતી હતી. ચિનુભાઈને આવતા જોઈ એ પથારી પર ઝડપથી સૂઈ ગઈ. એમ જ પડી રહી. એવું બતાવવા કે એ તો ઊંઘવાનો ઢોંગ જ કરતી હતી !

ચિનુભાઈએ ડગલો ઊતારી પાણી પીધું અને બીડી સળગાવી પથારી પર બેઠા. નર્મદાને જોઈ રહ્યા. એને બોલાવવાનું–મનાવવાનું મન થયું. પણ શબ્દો જડ્યા નહીં. વિચારીને શબ્દો ગોઠવ્યા ત્યારે બોલવાની

હિંમત ચાલી નહીં. એ ગૂંચવણમાંથી નર્મદા તરફ એક જબરો ઉમળકો જન્મ્યો: 'નર્મદા!' એમનાથી બોલાઈ જવાયું. એમના ઉચ્ચારમાં હૃદયદ્રાવક પ્રકંપ હતો.

પણ નર્મદાએ જવાબ ન આપ્યો–તેમ હાલીચાલી ય નહીં; અને અકસ્માતે જન્મેલો એ ઉમળકો ઓચિંતો શમી ગયો, કમોતે મરી ગયો. ચિનુભાઈના સ્વમાનને ઘા પહોંચ્યો. બત્તી ઓલવી તકીઓ પછાડતા એ સૂઈ ગયા!

અંધારામાં નર્મદાએ માથું ઊંચું કરી જોયું. ચિનુભાઈ તો ઊંઘવાનો નિશ્ચય કરીને પડ્યા હતા. એણે વધારે આશા રાખી હતી કે પાસે આવી ખોળામાં માથું લેશે; કોઈ દહાડો નહીં કહ્યા હોય એવા મીઠા શબ્દો કહેશે. પણ એની આશાનું ફૂલ કરમાઈ ગયું. એણે તકીઆમાં માથું ઘાલી રડી દીધું–અને પરાણે એક ડૂસકું નીકળી ગયું.

આખરે ચિનુભાઈએ કહ્યું:

'હવે સૂઈ જા, બહુ મોડું થયું છે.'

અને આટલા જ શબ્દોમાં મનામણાની અજબ મીઠાશ શોધતી નર્મદા સૂઈ ગઈ.

આજે બપોરના બાર વાગે નર્મદાનું ઑપરેશન થવાનું હતું.

સવારના નવ વાગે ચિનુભાઈ શાન્તિને લઈને એને મળવા હૉસ્પિટલમાં આવ્યા: 'કેમ છે આજે?' એટલું પૂછતાં સ્ટૂલ પર બેસી ગયા અને એકી નજરે એને જોઈ રહ્યા. એક તો પહેલેથી જ એ ઓછું બોલતા અને આજ કંઈ ખાસ બોલવાનો પ્રસંગ નહોતો. એમનું મન ક્યારનું મૂંઝાયા કરતું હતું, તો ય ઑપરેશન પછી નર્મદા સારી થઈ જવાની એ વિચાર એમને આનંદજનક લાગ્યો અને તેથી જ તો નર્મદા આજ એમને ગમી ગઈ. એમ જ પાંચપંદર મિનિટ વહી ગઈ. આખર નર્મદાએ કહ્યું: 'આ આપણા ઉમેદભાઈ કંઈ સારા માણસ નથી લાગતા!'

'કેમ?'

'નર્સો જોડે ખૂબ છૂટ લે છે એટલે જ તો!'

'એ તો એમ જ હોય. એમાં આપણે શું?'

ફરી પાંચ મિનિટ કોઈ બોલ્યું નહીં. 'લે ત્યારે હું જાઉં. તારે કંઈ જોઈએ તો **શાન્તિ** પાસેથી મંગાવી લેજે—એ આજે અહીં જ રહેશે.' અને **ચિનુભાઈ** થોડુંક નીચું નમ્યા. એમનો હાથ **નર્મદા**ના કપાળે જતો જતો ધ્રુજ્યો—અટકી ગયો. 'સમાલજે—બહુ ધાંધલ કરતી નહીં.' જતાં-જતાં વૉર્ડના દરવાજામાંથી એમણે ફરી એક વખત એને જોઈ લીધી.

વર્ષાનાં કાળાં ધોળાં વાદળાં ઢગલાબંધ ચઢી આવ્યાં. પવન ફૂંકાવા લાગ્યો અને અંધારું થઈ ગયું. **શાન્તિ**ને ખૂબ જ મજાહ પડી.

એ **નર્મદા** જોડે વાતે ચઢ્યો. આકાશમાં અનેક વાદળ ઊભરાતાં અને વરસતાં એમ એનાં હૃદયમાં ઊર્મિનાં દળ ઊભરાતાં. અને એ ઊંચે ઠાલી આંખે જોતો બોલ્યા જ કરતો. એને કોઈ સાંભળે ન સાંભળે, જવાબ આપે ન આપે એની બહુ પરવા નહોતી. બોલવું એ એનો આનંદ હતો. ખરું પૂછો તો એ પોતાની જોડે જ વાતો કરતો.

'બા, ગઈ કાલે એટલો બધો વરસાદ પડ્યો અને પવન વાયો કે આપણી હૉસ્પિટલ બહાર નાળિયેરનું ઝાડ છે ને એમાંથી એક મોટું નાળિયેર ડૉક્ટરની મોટર પર પડ્યું—અને ડૉક્ટર દોડતા બહાર નીકળ્યા ત્યારે મને એટલું બધું હસવું આવ્યું કે—' એનાથી જોરમાં હસી જવાયું. 'આજે આટલો બધો વરસાદ પડે ને રસ્તાઓ પાણીથી રેલમછેલ થઈ જાય—તો—તો બા, ખૂબ મજાહ આવે, નહીં?'

ત્યાં તો એક નર્સ અને બે વૉર્ડબોય સ્ટ્રેચર લઈ **નર્મદા** પાસે આવ્યાં. 'સત્તર નંબર—ચલો ઑપરેશન થિયેટરમેં.'

**નર્મદા** સ્ટ્રેચર પર સૂઈ ગઈ. **શાન્તિ**એ પૂછ્યું: 'બા તને ક્યાં લઈ જાય છે?'

'ઑપરેશન થિયેટરમાં.'

વૉર્ડબોય સ્ટ્રેચર ઊંચકી ચાલ્યા. **નર્મદા**એ માથું ઊંચું કરી **શાન્તિ** તરફ જોયું. એની ઉપર વિચારોએ પ્રસારો કર્યો—ગભરાવી મૂકી. ન જાણે એને ક્યાં આવી અશુભ રીતે ઊંચકી લઈ જતા હતા! **ચિનુભાઈ**

તો હતા જ નહિ અને **શા**ન્તિ ય પાછળ રહી ગયો ! આ હૃદય વગરનાં સફેદ કપડાંવાળાં માણસોની વચમાં એને એકલતાનું નિર્દય ભાન થયું. એણે જેમ તેમ આંસુઓ રોકી બૂમ પાડી : '**શા**ન્તિ મારી પાછળ આવતો નહીં !'

અને **શા**ન્તિ એને ઊંચકાઈ લઈ જતી જોઈ રહ્યો—એ ધીમે રહીને સ્ટૂલ પર બેસી ગયો.

ઘડિયાળમાં બારના ટકોરા થયા !

* * *

ઑપરેશન પછી આજે સાતમો દિવસ હતો. **ન**ર્મદાની સ્થિતિ બહુ ગંભીર હતી. ચોથે દિવસથી એને ટાઢ઼ી લાગીને તાવ આવવા મંડ્યો. માથું સખત દુઃખતું અને ઊલટી ઉપર ઊલટી થવા માંડી. છેલ્લા બે દિવસથી એ બેભાન જ હતી—અને મોટે અવાજે કોઈ વખત બકવાદ કરતી.

**ચિ**નુભાઈ સવારના મોડે સુધી હૉસ્પિટલમાં રહેતા અને સાંજના પેઢીમાંથી વહેલા પાછા વળી આવતા. **શા**ન્તિ તો આખો દિવસ હૉસ્પિટલમાં રહેતો.

બપોર પછી ગરીબ બિચારી **ન**ર્મદાની છેલ્લી પળો ગણાવા લાગી. શરીર આખું કાળું પડી ગયું, આંખો અરધી ખુલ્લી રહી ગઈ અને શ્વાસ રોકાવા લાગ્યો.

સાંજ પડવા આવી હતી. ઉમેદલાલ જાણી જોઈને **શા**ન્તિને હૉસ્પિટલના કંપાઉંડમાં લઈ આવ્યો. દાદર ઊતરતાં એણે પૂછ્યું : 'ઉમેદ-કાકા, બા બહુ બીમાર છે ?'

'ના રે ના—આજે રાતના જરૂર સારું થઈ જશે.' ખોટી આશા આપતો હતો એ વિચારે ઉમેદને દુઃખ થયું. એણે **શા**ન્તિને બાજુમાં ખેંચ્યો.

હૉસ્પિટલના કંપાઉંડમાં એક નાનકડી વાડી જેવું હતું. કોટડીની બાજુમાં નાળિયેરના ઊંચા ઝાડની હાર હતી. લીલા ઘાસમાં લાલ પીળાં ફૂલોના છોડ ભાત ભરીને ગોઠવેલા હતા. એ બન્ને કોઈ એકલવાયા બાંકડા પર બેઠા ત્યારે સંધ્યાએ રંગ ધરવા માંડ્યા. કપાસના મોટા ઢગલા જેવાં

વાદળાંઓની કોર પર તેજની રેખાઓ જડાઈ ગઈ. નાળિયેરનાં પ્રસરતાં પાંદડામાંથી છાની વાતો કરતી સફરીઓ સરી આવી. વાતાવરણ શાન્ત—અતિ શાન્ત હતું—કલ્પનાને જગાડે એવું.

કોને ખબર નહોતી કે સંધ્યા પછી અંધારું આવવાનું હતું?'

**શાન્તિ**એ નાળિયેરની ઘટામાંથી આકાશની લાલિમા જોયા કરી, **શાન્તિ** નાનો હતો પણ વિચિત્ર હતો.

સૂકેલા શરીરના પ્રમાણમાં માથું મોટું હતું. આંખો પણ મોટી—ચપળતાભરી! ઘડીએ ઘડીએ ચમક વરસાવતી ત્યારે એને જોનારને વિચાર કરતો બનાવી મૂકતી.

થોડી ઘડીઓ પછી મા વગરના થઈ જનાર બાળક તરફ ઉમેદલાલને હેત આવ્યું. એણે **શાન્તિ**ને માથે હાથ મૂક્યો—'**શાન્તિ**, નિશાળે જાય છે કે?'

'નહિ—બા માંદી હતી ત્યારે એક અઠવાડિયું ગયો નહિ—અને ફી ભરવાની રહી ગઈ એટલે દફતરમાંથી મારું નામ કાઢી નાખ્યું—મામા કહેતા હતા કે મને બીજી નિશાળમાં મૂકવા આવશે.'

'તે દિવસે આવ્યા હતા એ તારા મામાને?'

'હા—એ પોતે—બા કહે છે કે એ બહુ ખરાબ માણસ છે!'

'એમ કેમ?'

'એમ જ તો? અમે કેટલા બધા પૈસા એને આપ્યા છે પણ પાછા જ આપતા નથી. અને વળી મામા મામીને કેટલી બધી મારપીટ કરે છે? એ તો બિચારાં બા આગળ આવીને રડે—બહુ રડે હોં કોઈ વખત! અને અને મામા તો કોઈ વખત અમારે ઘેર આવે ય નહીં. પૈસા જોઈતા હોય ત્યારે આવે અને લઈને તરત ચાલ્યા જાય. ભાઈ કહે છે કે એ તો સટ્ટો રમે છે. સટ્ટો રમવો બહુ ખરાબ, નહીં, ઉમેદકાકા?'

'હાસ્તો, પણ અલ્યા તને આ બધી વાતોની ક્યાંથી ખબર?'

'ઘરમાં વાતો થાય ત્યારે બારી આગળ ઊભો ઊભો સાંભળું.'

'બારી આગળ જ ઊભો રહે? કોઈ વખત રમવા બહાર જાય કે નહીં!'

'નહીં, મોટાં છોકરાંઓ રમે નહીં.'

'ત્યારે મોટાં છોકરાંઓ શું કરે?' ઉમેદથી આ નાના છોકરાના વડીલપણા તરફ હસી જવાયું.

**શાન્તિ**ને કંઈ જવાબ સૂઝ્યો નહીં પણ એ સવાલ એના મનમાં રમી રહ્યો. 'ત્યારે મોટાં છોકરાંઓ શું કરે?' આકાશમાં અંધારાં ઘેરાતાં હતાં, ત્યાં એણે ઊંચે જોયું અને એની કલ્પના રમણે ચઢી. એની મોટી આંખો સંપૂર્ણ ખૂલી ગઈ. અને હોઠ ફરક્યા ગયા, જાણે કહેતા હોય: 'મોટાં છોકરાંઓ તો બહુ બહુ કરે.'

એક નર્સ દોડતી આવી. ઉમેદલાલ ઊભા થઈ ગયો. 'Doctor' એણે શ્વાસ ખાતાં કહ્યું 'your patient has expired'

ઉમેદને આંચકો લાગ્યો. 'Oh!'

'All right' એણે થોડી વાર રહી કહ્યું.

'Cover her up!'

ઉમેદ હાલી આંખે **શાન્તિ**ને જોઈ રહ્યો.

'**શાન્તિ**—'

'કેમ?'

શું કહેવું એ એને સૂઝયું નહીં. એણે **શાન્તિ**ને ગોદમાં લીધો—દબાવ્યો. 'ચાલ હું તને મારા રૂમમાં લઈ જાઉં.'

દાદર ચઢતાં **શાન્તિ**એ પૂછ્યું 'કંઈ છે ઉમેદકાકા?'

'ના—ના, કંઈ નથી.' એને જબરી મૂંઝવણ થઈ. આ નાનો છોકરો એના મનનું પૃથક્કરણ કરતો લાગ્યો. 'કંઈ નથી. અમસ્તો જ!'

ઉમેદલાલે બત્તી કરી **શાન્તિ** સામે ખોટું દંભભર્યું હસ્યો. એને પલંગ પર બેસાડી માથે હાથ ફેરવ્યો.

શાન્તિ સંકોચાઈને બેઠો. એને કંઈક નવીન, કંઈક કપરું લાગ્યું. કુમાશભર્યા ચહેરામાં સખ્તાઈ આવી. એણે ચપળતાથી આસપાસ જોઈ લીધું: ખુરસી, ટેબલ, ચોપડીઓ, પંખો અને બારી! બારી બહાર કાળાભમ્મર આકાશમાં જીવન્ત ચુપકી હતી. કાળાં કાળાં વાદળાંઓ વિખરાઈ ગયાં હતાં. ખુલ્લા આકાશમાં એકબીજાની નજીક દેખાતાં તારકજૂથો જાણે ગેલ કરી રહ્યાં હતાં. શાન્તિની નજર ફરી પાછી આભમાં ઠરી ગઈ ત્યારે એ ચકોર આંખો એક વખત પાછી બિનસંકોચ ખૂલી ગઈ અને વદનની બાલિશ કુમાશ પાછી આવી.

એણે ઝડપથી માથું ફેરવ્યું, 'ઉમેદકાકા!' એનાથી બૂમ પડાઈ ગઈ. નાનકડું કલ્પનાભર્યું, ઊગી નિકળતું કવિહૃદય દુભાઈ ગયું, બે હાથ વચ્ચે માથું મૂકી એણે છૂટથી રડી દીધું. મા વગરના બાળકને એની નિરાધારતાનું ભાન થઈ ગયું.

દરવાને આવીને ખબર આપી કે ચિનુભાઈ આવી ગયા હતા. એક તો મા વિનાના બાળકની હાજરી એને મૂંઝવી રહી હતી ત્યાં ચિનુભાઈ આવ્યા. એમને મળવાની એને કેમે કરીને હિંમત આવી નહીં, તો ય ફરજ સમજીને એને જવું પડ્યું.

ચિનુભાઈ નર્મદાના ખાટલા આગળ ઊભા હતા, ભીંતે હાથ ટેકવીને. શાન્તિએ દોડી જઈ એમનો હાથ પકડી લીધો. ચિનુભાઈને એનું ભાન ન રહ્યું. સફેદ ચાદરથી શબ ઢાંકયું હતું. એની નીચે નર્મદા હતી કે ન હતી? ચિનુભાઈને લાગ્યું કે આ બધું ઓચિંતું, બહુ–ઓચિંતું બન્યું હતું. એમણે ધાર્યું હતું કે નર્મદા મરી જવાની? ના, ના. એમ ધારવું એમને માટે દુઃખદ હતું–પાપ હતું. સહુ કહેતા હતા કે નર્મદા તો મરી જવાની, પણ એમનું હૃદય માનતું નહિ. ઊંડે ઊંડે એમને લાગતું કે કંઈ ચમત્કાર થશે. પણ એ તો ગઇ! હૃદયે દગો દીધો. અને એ તૈયાર નહોતા–આંસુ સારવા ય તૈયાર નહોતા!

એમની જંજાળ અને એમનો વિસામો એવી નર્મદા આખરે ગઈ. એનું મૃત મોઢું કેવુંક લાગતું હશે? ધ્રૂજતો હાથ પરાણે લાંબો થયો–ચાદર ઊંચી કરવા પણ શાન્તિએ એ હાથ પકડી લીધો–જોરથી હલાવ્યો 'ભાઈ' એણે બૂમ પાડી 'ભાઈ, ઓ ભાઈ!'

**ચિનુભાઈ**એ **શાન્તિ**ને બન્ને હાથે ઊંચકી લીધો. અને એ ન દેખે એમ એમની આંખમાંથી આંસુનાં બે બિન્દુ સરી પડ્યાં. ઉમેદ જેમ તેમ હિંમત ભેગી કરી **ચિનુભાઈ**ને મળ્યો. પણ આશ્વાસનના શબ્દો ગોત્યા ય મળ્યા નહીં.

'ઉમેદભાઈ' એમણે કહ્યું 'આજની રાત **શાન્તિ**ને તમારી પાસે ન રાખો? હું આની' અને **નર્મદા** તરફ આંગળી કરીને ઉમેર્યું, 'કંઈ વ્યવસ્થા કરું.'

એમણે **શાન્તિ**નો હાથ પકડી ઉમેદલાલને સુપરત કર્યો. અને **ચિનુભાઈ** ગયા. દાદર ઊતરતાં એમનો એક પગ ઘસડાતો હતો.

**શાન્તિ**ની હાજરીમાં એક રાત કાઢવી પડશે એ વિચારે ઉમેદને કંપાવ્યો. આ નાનકડા માણસ આગળ એનો દંભ ખરી પડતો—એનું ભણતર અને એનાં સંસ્કાર લજવાતાં! કોણ જાણે શા માટે **શાન્તિ** એની સામું જોતો ત્યારે એ ગુનેગારની મનોદશા અનુભવતો—એ ગુનેગાર નહોતો તો ય!

એણે વૉર્ડમાંથી નાનકડો ખાટલો મંગાવી **શાન્તિ**ને એ પર સુવડાવ્યો. 'હવે ડાહ્યો થઈને સૂઈ જજે હો:' પણ એણે બત્તી ઓલવી કે તરત જ **શાન્તિ** બેઠો થઈ ગયો. અને બારી બહાર જોયા કર્યું. આ વિચિત્ર કલ્પનાશીલ બાળકની હાજરીએ એને સૂવા દીધો નહિ. એ શું જોયા કરતો હશે, બારી બહાર? કેવી ખરાબ ટેવ? કાલા આકાશમાં મૂઢ આંખોની જેમ ચમક ચમક થતા તારાઓ! એમાં તે શું જોવાનું હતું આટલું બધું?

તો ય **શાન્તિ**એ જોયા જ કર્યું.

નાનકડા હાથો પર ટેકવેલું મોટું માથું અંધારામાં બેડોળ કલ્પના ઊભી કરતું હતું! આછી આછી એની આકૃતિ દેખાઈ અને ઉમેદલાલના વિચારોએ શોરબકોર કર્યો! એ આકૃતિમાં એણે એક વખત લાંબી દાઢીવાળો બુઝર્ગ જોયો—બીજી વખત ક્ષયથી પીડાતો, લેવાઈ ગયેલો, વિકૃત ચહેરાવાળો જુવાન જોયો, ત્રીજી વખત એના અણુએઅણુમાં કંપારી ફરી વળી! એના માથામાં હથોડા વાગતા હતા. એની નસેનસમાં

અસ્વસ્થતા ફરી વળી. એ ફલાંગ મારી ઊભો થઈ ગયો 'તારે સૂવું છે કે નહીં, **શાન્તિ**?' એણે ચાંપ દાબી બત્તી કરી. **શાન્તિ**એ તો ય એમ જ એકી નજરે જોયા કર્યું. હરણના બાળક જેવી મોટી આંખોમાંથી આંસુની ધાર ચાલી રહી હતી.

'અરે! આ શું ગાંડા?' ઉમેદની અસ્વસ્થતા ઓગળી ગઈ. એણે **શાન્તિ**ને ગોદમાં લીધો. 'અહીં આવ જોઉં. આવ, મારી બાજુમાં સૂઈ જા!'

મા વિનાનો એ ઉમેદની છાતીમાં માથું ઘાલી સૂઈ ગયો.

*            *            *

બીજે દિવસે એવું ને એવું નિર્મળ ઊર્મિવંતુ સવાર ઉઘડ્યું. વરસાદનાં વાદળ ક્યાંક ભાગી ગયાં હતાં. સૂર્યનાં કિરણોએ ઘણા લાંબા વખત પછી એકવાર ફરી ધરતીને ચૂમી લીધી.

**ચિનુભાઈ શાન્તિ**ને લેવા આવ્યા. ઉમેદલાલની જીભ હવે ખૂલી. એણે બની શકે એવા મોટા કાલા શબ્દોમાં શોક દર્શાવ્યો. **ચિનુભાઈ** નીચું જોતાં સાંભળી રહ્યા. એક દોરામાં લટકી રહેલું એમના કોટનું બટન એમણે ઉખેડી લીધું અને કહ્યું, 'મારાં નશીબ!'

'અમે જઈશું હવે—' જતાં એમનો પગ ઉપડ્યો નહીં, 'અમે બહુ તકલીફ આપી છે તમને!'

દાદર ઊતરતાં **શાન્તિ ચિનુભાઈ**નો હાથ ખેંચી બારી આગળ લઈ ગયો: 'ભાઈ જુઓ, એ રહી પેલી વરસાદની વાદળી!'

પિતાપુત્ર બન્ને બારી બહાર જોતા ઊભા. જાણે પોતાને જ સંબોધતા હોય એમ **ચિનુભાઈ** ધીમે રહીને બોલ્યા: 'એ ન હોય. એ તો ખાલી શોભાની જ. વરસાની વાદળી તો ક્યારની વરસી ગઈ!'

---



છત્રીસ વર્ષની વયના આ યુવાન લેખક કચ્છ મુન્દ્રાના વતની છે. કેળવણી તથા તબીબી ડીગ્રી એમણે મુંબઈમાં જ સંપાદન કરી છે અને હાલ કચ્છ માંડવીમાં 'પ્રેક્ટીસ' કરી રહ્યા છે

'હૉસ્પિટલમાં દર્દીઓ, તપાસવા જવું કે છેલ્લો જ દિવસ હોવાથી અમૃતા શેરગીલનાં ચિત્રોનું પ્રદર્શન જોવા જવું' એવી વિમાસણ અનુભવનાર આ તબીબ, પોતે એક અચ્છા કલાકાર પણ છે. સુકલકડી દેહમાં સમાયેલી પ્રબળ કલ્પનાશક્તિની જાણ, આપણા કેટલાક ખાસ અંકોમાં પ્રગટ થયેલાં એમનાં ચિત્રો જોનાર કોઈને સહેજે ય થાય એમ છે આ પુસ્તક એમની જ પીંછીએ સુશોભિત કરવાની ઇચ્છા સંજોગાવશાત્ બર આણી શકાઈ નથી

કલમ, પીંછી અને 'સ્ટેથોસ્કોપ'ના ત્રિવિધ સંગમમાંથી ઉદ્ભવતા એક અનોખા માનસનો પરિચય ડૉ. જયંત ખત્રીનો આ વાર્તાસંગ્રહ આપણને કરાવે છે. માનવતા તરફનું એમનું વલણ પણ આમાંથી સમજાઈ જાય છે.

ટૂંકી વાર્તા એની કલા અને આયોજન વિશે એમણે ખૂબ ખૂબ વાંચ્યુ અને વિચાર્યું છે સાહિત્યના એ અંગનો એમનો અભ્યાસ ઊંડો અને વ્યાપક છે. ટૂંકી વાર્તાના આશકો અને શિલ્પીઓ સાથે એમણે ચર્ચાઓ પણ કરી છે. કારીગરીની અપૂર્વતા દર્શાવતો આ નવલિકાસંગ્રહ એમનું પહેલું જ પુસ્તક છે.

# : અમારાં અન્ય પ્રકાશનો :

## પ્રસિદ્ધ થએલાં

| | | |
|---|---|---|
| સીતા | (નાટક) | ચન્દ્રવદન |
| કાદવનાં કંકુ | (વાર્તાસંગ્રહ) | બ |
| આપણા નેતાઓ | (રેખાચિત્રો) | યુસુફ મહે |
| | | અનુ: નંદકુમાર |
| સુનંદા | (વાર્તા) | રમણ |
| મૃચ્છકટિક | (નાટક) | : |
| લતા | (સળંગવાર્તા) | ગુલાબદાસ બ્રોકર અને બ |

●

## : હવે પછી :

| | | |
|---|---|---|
| ઉત્તરા | (વાર્તાસંગ્રહ) | જયંતી |
| શર્વરી | (વાર્તાસંગ્રહ) | કિસનસિંહ |
| ઠંડે પહોરે | (નિબંધિકાઓ) | મુનિકુ |
| સમાજવાદની પુનર્વિચારણા | | મીનુ |
| ગાંધીવાદની પુનર્વિચારણા | | મોહનલાલ |
| આપણી કોંગ્રેસ | | રમણિકલ |

તદુપરાંત ગુજરાતભરના જાણીતા લેખકોની કૃતિઓ

પદ્મ પ્રકાશન લિમિટેડ
લક્ષ્મી બિલ્ડિંગ—ત્રીજે માળે
ફીરોઝશાહ મહેતા રોડ, કોટ, મુંબઈ